# ક્રાન્તિની ચીનગારીઓ

પ્રયોજક: "નિરંજન."

પ્રકાશક:

"ઊર્મિ" કાર્યાલય

૧૮૧ બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

કિંમત રૂા. ૧.

તૈયાર છે!  તૈયાર છે!!

# કોની બૈરી (સચીત્ર.)



રજુ કરતું સામાજીક નોવેલ.

**કીંમત ફક્ત રૂ. દોઢ, પોસ્ટેજ ૪ આના.**

# શુદ્ધિ પત્ર

અન્ય કાર્યોની રોકાણને લીધે પ્રુફ બરાબર તપાસાયાં નથી. તેથી પુસ્તકમાં ભૂલો રહી જવા પામી છે જે બદલ વાંચકો દરગુજર કરશે એવી આશા છે. સાધારણ ભૂલો બાદ કરતાં કેટલીક મુખ્ય અત્રે આપી છે, તે પ્રમાણે સુધારીને વાંચવા વિનંતી છે.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| મુખ પૃષ્ઠ | છેલ્લી લીટી | અનુવાદકને | પ્રયોજકને |
| નિવેદન | ૧૫ | ત્ય, ભૃચિત્ત | ભૃત્ય, ચિત્ત |
| ,, | ૨૦ | અજ્ઞાનવાસ | અજ્ઞાતવાસ |
| ૩ | ૧૨ | કર્યે | કાર્યો |
| ૧૦ | ૩ | આશ્રમ | આશ્રય |
| ૧૧ | ૯ | સભ્યતના, રહેશે. | સભ્યતાના, રહેશે. |
| ૧૬ | ૧૨ | વિનતિ | વિનિત |
| ૨૬ | ૮ | સાધારણ | એક સાધારણ |
| ૨૯ | ૨૦ | થવા | થવા લાગ્યા. |
| ૩૦ | ૨ | ડંકા | ડંડા |
| ૩૩ | ૪,૬ | સંમય | સંયમ |
| ૪૧ | ૧૬ | ઝમકાર | ઝમકતી |
| ૪૬ | ૮ | પથિકો | પથિકોએ અનેક તર્ક વિતર્ક પછી પોતાના જ્ઞાનને સંતોષવા |
| ૪૭ | ૯ | આશ્રય | ઐશ્વર્ય |
| ૫૯ | ૨૦ | The | Two |
| ૬૧ | ૨૧ | રીતે તો | રીતે તો ખેતીને માટે હતાં ખરૂ જોતાં તો |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૬૬ | ૪ | લોકો | લોકો આસામ, મધ્યપ્રાંતો, |
| ૭૦ | ૧૦ | ત્યાંથી | તે રોજ ગંગાપર સ્નાન કરવા જતો, ત્યાંથી |
| ૮૫ | ૧૮ | 'માન" બિહારે | "માન"ની હારે |
| ૯૩ | ૧૦ | દિવસ | દિવસ સુધી |
| ૯૩ | ૧૧ | એકટની | એકટની સાથે |
| ૧૦૧ | ૧૨ | મતદારે | મ્હેતરે |
| ૧૦૫ | ૧૯ | રેગ્યુલેશન | રેગ્યુલેશનની રૂએ પકડયા તેમણે અપરાધ જનક કોઈ |
| ૧૦૬ | ૨ | તેમાં | બીજા કેટલાક નવા માણસોને પણ અટકમાં લીધા તેમાં |
| ૧૧૦ | ૧૬ | ખુલના કાવતરા કેસ. | ઢાકા કાવતરા કેસ. |
| ૧૧૧ | ૪ | મુખર્જી | જજ મી૦ મુખર્જી |
| ,, | ૭ | "મંત્ર ગુપ્ત" | "મંત્ર ગુપ્તિ" |
| ,, | ૧૮ | ,, | ,, |
| ૧૧૨ | ૧૫ | વિદેશી | વિદ્વેષી |
| ,, | ૨૧ | સાથે | સામે |
| ૧૧૪ | ૬ | ચોધુરી ઉર્ફે | ચોધુરી ઉર્ફે સુરેશ ચક્રવર્તી (૪) પ્રતુલ ચંદ્ર ગાંગુલી (૫) રમેશ ચંદ્ર ચોધુરી ઉર્ફે |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૪ | ૧૨ | ધાટ | હાટ |
| ૧૧૫ | ૧ | રોડની એક | રોડના એક ઘરની |
| ૧૧૮ | ૧૬ | લુંટ | લુંટ થઇ. |
| ૧૧૯ | ૧ | આહિર પાડામાં | સાટિર પાડામાં |
| ,, | ૬ | કતાઇ દત્ત | કનાઇ દત્ત |
| ૧૨૦ | ૨ | કેશવચંદ્રે | કેશવચંદ્ર દે |
| ,, | ૨૧ | આ | કાકુરીઆમાં |
| ૧૨૭ | ૧૩ | કુમિલ્લાનાં લુંટ | કુમિલ્લામાં લુટ કરવાનો યત્ન |
| ૧૨૮ | ૨ | મેજીસ્ટ્રેટના | મેજીસ્ટ્રેટ હતા. |
| ૧૨૯ | ૨૦ | બોમ્બ બનાવવાનો | બોમ્બ ફેંકવામાં આવ્યો. નવેંબરમાં કલકત્તા રાજા બજારમાં બોમ્બ બનાવવાનો |
| ૧૩૮ | ૩ | (માટોર) | (નાટોર) |
| ,, | ૨૧ | સ્ટીમરમાં તેઓએ | સ્ટીમરમાં આવી |
| ૧૪૨ | ૫ | રૂ. ૧૭૫૦૦૦, | રૂ. ૧૭૫૦૦) |
| ૧૪૪ | ૧૬ | માત્રીયારામાં | માઝીયારામાં |
| ૧૪૬નું પહેલું ખાનું | ૧૫ | ૨૫ | ૨૬ |
| ,, ,, | ૧૮ | ૪૬ | ૪૫ |
| ,, બીજુ ખાનું | ૧૨ | મોટી | મોદી |
| ,, ,, | ૧૪ | કેડીયા | ઉડીયા. |

# ક્રાન્તિની ચીનગારીઓ.

પ્રયોજક:

નિરંજન.


પ્રકાશક:

" ઊર્મિ " કાર્યાલય.

૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

પ્રથમ આવૃત્તિ સને ૧૯૩૦

કિંમત રૂા. ૧.

"All the agony of years

All the horrors, all the fears,

Martyr's blood, survivor's tears,

Now we offer Thee,

As an endless holocaust

For the freedom we have lost,

God, restore it, tho' the cost

Greater still must be :

Let Thy grace attend our host,

Give us victory."

**Mc Swiney.**

આ પુસ્તક નં. ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં આવેલા
શ્રી હરિ–હર પ્રીન્ટીંગ પ્રેસમાં હરીલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રીએ છાપ્યું છે.

# નિવેદન.

હિન્દમાં વિપ્લવ કે ક્રાન્તિનુ નામ સાંભળતાંજ આપણી દ્રષ્ટિ સ્હેજે બંગાળ તરફ વળે છે. બંગાળ એ ક્રાન્તિનું કેન્દ્ર છે એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. દેશભરમાં ક્રાન્તિનુ જે મજબુત આન્દોલન ચાલી રહ્યું છે, અને સ્થળે સ્થળે ક્રાન્તિની ચીનગારીઓ ભભુકી ઉઠી છે, તે હિલચાલ શરૂઆતમાં કેવી હતી, ક્રાન્તિવાદીઓ કેવા સંજોગોમાં મૂક્તિ–સંગ્રામ ખેલતા હતા, મૃત્યુને મુઠીમાં લઇ ફરનારા એ વિપ્લવીઓ ઉપર આફતની કેવી ઝડીઓ વરસતી હતી, બંગભંગની હિલચાલ ક્રાન્તિના સ્વરૂપમાં કેવી રીતે પલટાઇ ગઇ, વગેરે અનેક બાબતોનુ બની શકયુ તેટલુ ચિત્ર આ પુસ્તકમાં આપવામાં આવ્યુ છે.

બંગાળના કવિને શીખજાતિના ઇતિહાસમાંથી એક સત્ય મળ્યુ છે તે કાવ્યમાં ગુંથ્યુ છે કે:—

"એ સે છે એક દિન,

લક્ષ પરાણે શંકા ના જાણે, ના રાખે કાહારો રૂણ,

જીવન મૃત્યુ પાયેર ત્ય, ભૃચિત્ત ભાવનાહીન."

કવિના જીવન કાલમાંજ, તેનાજ પ્રદેશમાં આ કથન સાર્થક થયુ. "લક્ષ પરાણે શંકા ના જાણે, ના રાખે કાહારો"–એ સત્ય કેવા પ્રકારનુ તે બંગાળના વિપ્લવાદીઓએ જીવન–ખેલમાં (૧૯૦૬–૧૯૧૭ સુધી) દેશ વાસીઓને પ્રત્યક્ષ કરી આપ્યું.

ક્રાન્તિના આ ઝંડાધારીઓએ અજબ રીતે અજ્ઞાનવાસ સેવ્યો છે. તેમણે યશ અને કીર્તિ પ્રાપ્ત કરવાની જરાપણ ઇચ્છા કરી

નથી. કદાપિ પ્રાપ્ત કરવાનો અવસર મળી જાય તો તેને પણ જતો કર્યો છે.

એવી પણ ઘટનાઓ બની ગઇ છે કે પોલીસ અને ક્રાન્તિકારો વચ્ચે સામસામી પીસ્તોલની ગોળીઓ છુટી હોય. કોઇ ક્રાન્તિકાર ઘાયલ સ્થિતિમાં હોસ્પીટલમાં પડ્યા હોય. તેની મૃત્યુ સમયની જુબાની (Dying Declaration) લેવા પોલીસ આભ ધરતી એક કરતી હોય, પણ તેમનુ કંઇ ન વળે. સામાન્ય રીતે જીવનની અંતિમ પળોમાં કોઇ પણ સાધારણ વ્યકિતને પોતાનાં કાર્યો દેશ વાસીઓને જણાવવાની પ્રબળ ઇચ્છા થઇ આવે, પોતે માતૃભૂમિ માટે મરી ફીટી જીવન સમર્પ્યું તેની જાણ કરવાની ઇચ્છાને તે દાબી શકે નહિ. પોતાનો અંતિમ સંદેશો મૂકતા જવાની પણ ઇચ્છા થાય. પણ મૃત્યુને આરે પડેલો આવો ક્રાન્તિવીર અસહ્ય યંત્રણા સહન કરીને મૃત્યુને આલિંગન કરે. તે સમયે પણ તે ઇચ્છા ન કરે કે કોઇ તેને જાણે–ઓળખે–તેનાં કાર્યોથી પરિચિત થાય–કાંઇ સંદેશો Message પણ નહિ—બસ Unwept, unhonoured, unsung જ ચાલ્યા જવાની ઇચ્છા !

પોલીસ આખરે કંટાળીને પૂછે :

"પણ નામ તો કહે ! ઘર કયાં ! ઘેર કંઇ કહેવડાવવું છે !" ઘરનું નામ આવતાં ગમે તેવુ કઠણ હૈયુ પણ વાત્સલ્ય ભાવથી ઉભરાઇ જાય પણ આતો "વજ્રાદપિ કઠોરાણિ મૃદૂનિ કુસુમાન્યપિ !" તેના ક્ષીણ કંઠમાંથી એકજ ધ્વનિ નીકળતો :

"Don't disturb me please ; let me die peacefully.

–કૃપાકરીને મને વિરકત ન કરો ; મને શાન્તિથી મરવા દો !

બંગાળના ક્રાન્તિવાદીઓને દેશવાસીઓએ સામાન્ય રીતે **anarchist** અરાજકતાવાદી કહ્યા છે, પરંતુ તેમની કાર્યપદ્ધતિ અને કાર્યો વ્યાપકભાવે જાણ્યા પછી ખુદ અંગ્રેજ અમલદારોએ પણ મુગ્ધ થઇ જઈ કહ્યું હતું કે એ બધાય anarchist અરાજકતાવાદી નહિ પ્રણ સ્વાધિનતા પ્રયાસી ક્રાન્તિકાર છે.

બંગાળમાં ચાલેલી આ હિલચાલ કદાચ ભૂલભરેલી, સારી યા નઠારી ગમે તેવી હોય, તે બાબત બાજુએ મૂકીએ તો પણ તેમાં ભાગ લેનારા કર્મીઓની નિડરતા, સ્વતંત્રતા માટેની તેમની ધગશ, આઝાદી માટેની તેમની ઝંખના, દેશ માટેની તેમની જાનફેસાની વગેરે બાબતોએ તેમના વિરોધીઓને પણ મુગ્ધ કરી નાખ્યા છે.

આ પુસ્તક બંગાળના ક્રાન્તિવાદી શ્રી નલિની કિશોર ગુહના "બાંગલાય બિપ્લબબાદ" ને આધારે લખવામાં આવ્યુ છે, અને મૂળ પુસ્તકમાં વધતો ઘટાડો કરી ગુજરાતી જનતાને વાંચવુ ગમે તેવુ રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે. વળી કેટલીક બીના 'મોડર્ન રીવ્યુ", "અમ્રતબજાર પત્રિકા" અને "ઇંગ્લીશમેન" માં પ્રકટ થએલા સીડીશન કમીટીના રિપોર્ટ ઉપરથી લેવામાં આવી છે. તેમાં રહી ગયેલા દોષો તરફ વાંચકો અલક્ષ્ય કરે એવી વિનંતી છે.

આ તકે પુસ્તકના મૂળ લેખકનો આભાર માનવા સાથે "ઊર્મિ" કાર્યાલયવાળા શ્રીયુત હરિલાલભાઇનો પણ આભાર માનું છું. પુસ્તક પ્રકટ કરી તેમણે મને જે પ્રોત્સાહન આપ્યું છે તે વિસરાય તેમ નથી.

તા. ૧–૫–૧૯૩૦.
કલકત્તા.

નિરંજન.

# અનુક્રમણિકા.

# વિલાસ ઓફીસનાં ખાસ પુસ્તકો.

| | રૂ. આ. |
|---|---|
| **લંડન રાજ-રહસ્ય** અથવા મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન દરેક ભાગના ... | ૦-૧૪ |
| **ખલકના ખેલ**—સુંદર વાર્તાઓનો ખજાનો સચીત્ર | ૧—૦ |
| **કોની બૈરી?**—ડીટેક્ટીવ નોવેલ સચીત્ર ... | ૨—૦ |
| **વિલાયતી કોકશાસ્ત્ર**—દરેકને ઉપયોગી, બંને ભાગના | ૩—૦ |
| **રોઝા લામ્બર્ટ** યાને **પાદરીની પુત્રી** બંને ભાગના (ત્રીજો ભાગ છપાય છે ત્રણ ભાગમાં પુરી થશે.) | ૨—૦ |
| **પ્રેમનાં જાદુ** યાને **કામણગારી કાંતા**—સુંદર વાર્તાઓ | ૧—૦ |
| **ઘાઘરાવાળી**—રસીલી ફ્રેન્ચ વાર્તાઓપરથી ... | ૧—૦ |
| **સ્નેહ સમાધી**—શૃંગારિક નાની નૉવેલ ... ... | ૦—૮ |
| **બેગમ કે બલા?**—રસીલી સચીત્ર નોવેલ ... | ૨—૮ |
| **માયાની પુતળીઓ**—અદ્ભુત પ્રસંગો સચીત્ર-... | ૧—૪ |
| **મસ્તીખોર માશુક**... ... ... ... | ૦—૪ |

તે સીવાય દરેક જાતનાં પુસ્તકો હમારે ત્યાંથી મળશે.
દરેકનું વી. પી. પોસ્ટેજ જુદું પડશે.

**વિલાસ ઓફીસ,**

**૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.**

## પ્રકરણ ૧ લું.

---

### પરિચય.

જગતમાં મૃત્યુને વરી અનેક જાતિ જીવે છે. તેમજ જીવનને વળગી રહી અનેક જાતિ મરે છે. પરંતુ ભોગને ત્યાગદ્વારા સત્ય કરવો જોઇએ.

### ત્યાગનો મંત્ર.

સ્વદેશી યુગમાં બંગાળીઓએ ત્યાગનો મંત્ર ઉચ્ચાર્યો હતો. એજ ત્યાગ મંત્રે દીક્ષિત થઇ બંગ યુવાનોએ ક્રાન્તિવાદમાં ઝંપલાવ્યું **આ આગની રમતમાં બંગાળી** તથા ભારતવાસી જાતી હીસાબે એક **ન થયા. સમ્રાટ પંચમ જ્યોર્જે** એમને ઉદ્દેશીને કહ્યું હતું કે– **"who in their eagerness for political progress, have broken the løw–"** પરંતુ આ "કાયદાનો ભંગ" કેવા પ્રકારનો તે ઘણાય જાણતા નથી.

## અનુકુળ મનોદશા.

બંગાળમાં ક્રાન્તિવાદ મુખ્યત્વે કરીને અંગ્રેજી શિક્ષિત વ્યક્તિ-દ્વારા પ્રચારિત થઇને યુવાન બંગાળી સમાજમાં વિસ્તાર પામ્યો. રાષ્ટ્રીય ક્રાન્તિ કોઇ પણ જાતિમાં એકાએક થવી સંભવીત નથી. બંગાળામાં શિક્ષિત સમાજે પ્રથમથીજ ક્રાન્તિવાદને અનુકૂળ મનોવૃત્તિ ન કરી રાખી હોત તો આ ક્રાન્તિનો આરંભ થાતજ નહિ. "સ્વદેશી"ના કેટલાય સમય પહેલાં બંગાળીઓની મનોવૃત્તિ ક્રાન્તિ-વાદને પોષનારી થઇ પડી હતી.

## દરેક ક્ષેત્રમાં બળવો.

નદીઆમાં ગૌરાંગના પ્રભાવથી બંગાળી સાહિત્ય, સમાજ અને ધર્મ એક નવા વિચિત્ર રંગેજ રંગાએલા હતા. મનુષ્યને શ્રેષ્ટ તરીકે જોવાની ઇચ્છા બંગાળીઓને લાગી હતી. અને ત્યાર પછીના યુગ-માં તો રામમોહન અને વિદ્યાસાગરે પ્રાચીન બંધનો સામે ઝુંબેશ ઉઠાવી મુક્તિને માટે હીનના અને મીથ્યાનાં બંધનો ફગાવી દઇ બંગાળીઓએ ધર્મ, સમાજ, સાહિત્ય અને શિક્ષણમાં પણ બળવો પોકાર્યો, આઝાદીની આ તમન્ના તેજ ક્રાન્તિને યોગ્ય મનોવૃત્તિ.

## અન્ય બંધનો.

સ્વતંત્રતાનો પુજારી હમેશાં ધર્મ, સમાજ, રાષ્ટ્ર અને સાહિત્યનાં બંધનો બરાબર પાળી શકતો નથી. સ્વતંત્રતાની ધગશ તેની પાસે તેના નિયમોનું ઉલ્લંઘન કરાવે છે. આ ઉલ્લંઘનની શરૂઆત નૂતન બંગાળમાં થઇ હતી એમ ન કહીએ તો પણ એટલું તો ખરું કે

એની શરૂઆત ડીરોજીઓ, રામતનુ, રાજનારાયણ વિગેરેના યુગમાં થઇ હતી નૂતનના નીશામાં મૂકિતને માટે આ બંધનો તોડી છિન્ન ભિન્ન કરી નાખવાનો ઉન્માદ એ સમયના નૌજવાનોમાં ઉછળી રહ્યો હતો.

## એ અપુર્વ પથ.

રામમોહન, વિદ્યાસાગર, રામકૃષ્ણ અને વિવેકાનંદ, એ બધા એમ જાતિની પાસે એજ એક મૂકિતનો પ્રચાર કર્યો છે. તેમની શિક્ષાથી સ્વતંત્ર, મૂકિતનો પ્રચાર કર્યો છે. તેમની શિક્ષાથી સ્વતંત્ર, મૂકત અને બંધનહીન મન ઘડાઇ ઉઠયાં હતાં. એજ મનના માલીક થઇનેજ બંગ નૌજવાનો દેશાત્મબોધના નવિન પ્રવાહે મસ્ત બની એકદમ અપૂર્વ પથે યાત્રા શરૂ કરી બેઠા.

તે પથની શરૂઆત, મધ્ય અને અંતમાં કેવાં અદ્ભૂત કર્યે, કેવી દારૂણ વ્યથા અને કેવી રકતથી રંગાએલી સ્મૃતિ રહી છે, તે પણ તે બંધુઓના દુર્ગમ પથના વિસ્તૃત પરિચય વખતે આપણે જોઇશું.

એક બીજી વાત બંગાળના ક્રાન્તિકારોમાં તેમની કાર્ય પ્રણાલીમાં એક વિશિષ્ટતા તરી આવે છે. તે એકે જે ઉદ્દેશથી તેઓ ઝંપલાવે છે તે જુદા જુદા પ્રકારની અવસ્થામાં પડીને પ્રથમનો ઉદ્દેશ છોડી બૃહતર ઉદ્દેશ અને આદર્શનો પુજારી બને છે. આથી બંગાળ કયા ઉદ્દેશથી જાગી કયાં જઇને ઉભું રહ્યું તે પણ સમજાશે.

## રૂશ-જાપાન યુદ્ધ.

રૂશ-જાપાન યુધ્ધે પણ બંગાળની જાતિય પ્રવૃત્તિને કેટલી આગળ ધપાવી છે, તે કહેવું મુશ્કેલ છે. પરંતુ મોટા સાથે નાનાનુ યુદ્ધ

કહો કે એશીઆવાસી સાથે યુરોપના એક બળવાન રાષ્ટ્રનું યુદ્ધ કહો, પણ તે સમયે આપણી સહાનુભૂતિ જાપાન તરફજ વળી હતી. તે વખતે બંગાળીઓના હૃદયમાં એક પ્રકારની આશાનાં કિરણો પ્રગટયાં હતાં, અને નાના સરખા જાપાને જે રીતે રૂશીઆને નમાવ્યું તે રીતે ગુપ્ત સમિતિ સ્થાપીને આપણે પણ આખરે અંગ્રેજોને પરાભૂત કરી શકીશું એવી આશા પણ કોઇ કોઇના હૃદયમાં હતી.

જાપાન તરફથી સહાનુભૂતિથી બંગાળીઓએ એક Ambulance Corps પણ ઉભી કરી હતો. તે સમયે તેમજ તેની કંઇક અગાઉથીજ શરીર-ચર્ચા તરફ એક ટોળીએ ધ્યાન આપ્યું હતું શ્રીયુકતા સરલાદેવી, સ્વ. પી. મિત્ર વગેરેના ઉત્સાહથી એક મંડળ ઉભુ થયુ.

## શરિર વિકાસ.

બચાવના દાવપેચ અને લાઠીના ખેલ ખેલાવા લાગ્યા. પણ તે વખતની આ શરિર વિકાશની સાધના સામાન્ય રીતે રસ્તાપર, રેલ કે સ્ટીમરમાં ગોરાઓના અત્યાચારથી આત્મરક્ષાના હેતુથીજ થતી હતી. આ શારીર ચર્ચાના અખાડા તથા લાઠીના દાવની સાથે ગુપ્ત સમિતિની કલ્પના તથા તેની સ્થાપનાના પ્રયત્નો પણ થતા હતા છતાં તેની કાંઇ ખાસ કાર્યવાહી તે વખતે દેશમાં પ્રત્યક્ષ થતી ન હતી. કદાચ બે ચાર કે દશ જણ માત્ર સભ્યો હશે.

તરવારના પ્રતિનિધિ લાઠીના દાવની કુશળતા વડે તે વખતે કેટલાક બંગાળી નૌજવાનો "આનંદ મઠ"ના અક્ષરે અક્ષરે સ્વાધીનતાનાં સ્વપ્નાં જોવા લાગ્યા. મિત્રો સાથે, પોતાના મનમાં તથા

વાતોમાં તેઓ સ્વાધીનતાની અસંભવ કલ્પનાના ઘોડા દોડાવતા છતાં તેને કાર્યમાં પલટાવવાની કોઇએ ચેષ્ટા કરી ન હતી.

## ક્રાન્તિવાદના શ્રી ગણેશ.

આ સમયે સ્વદેશી આન્દોલન દરમ્યાન બોમ્બનાં કેટલાંક ક્રાન્તિ-કેન્દ્રો પણ સ્થપાયાં હતાં. છતાં તે વ્યાપક ન હતાં. માત્ર પાંચદશ જણ મળી મંત્રણા થતી હતી. અર્થાત્ "Secret Society" (ગુપ્ત સમિતિ)ની સ્થાપનાનો માત્ર પ્રયત્નજ થતો. Organisation જેવું કંઇ હતુજ નહિ. બંગ ભંગ વખતે સ્વદેશી આન્દોલનમાંથીજ મુખ્યત્વે કરીને બંગાળાના ક્રાન્તિવાદના શ્રી ગણેશ મંડાયા.

## બૉયકોટ.

કોઇ ધન્યપળે બંગાળાના ભાગલા પાડવાની હઠ લૉર્ડ કર્ઝને કરી. એ ઉદ્દેશ પાર પાડવા તેણે પૂર્વ બંગાળની સફર કરી અને જમીનદારોને સમજાવ્યા પરંતુ મહારાજ સૂર્યકાન્તે પોતાના મકાનમાંજ જવાબ આપ્યો કે "હું ટેકો નહિ આપું." આખા બંગાળે એકે અવાજે પોકાર્યું કે "ના, અમને જુદા પાડશો નહિ." કેટલીયે સભાઓ થઇ. બીજા પણ યત્નો થયા. જેમણે એ હીલચાલ જોઇ હોય તેમનેજ તેની વ્યાપક ઉત્તેજનાનો ખ્યાલ આવી શકે. જ્યારે બંગભંગની વિરૂદ્ધ અરજીઓ અને આજીજીઓ નિષ્ફળ થઇ ત્યારે બંગાળીઓ ગર્જી ઉઠયા. ચારે તરફ "બૉયકોટ"ની ઘોષણા થઇ. મુસ્લીમો સિવાયનો આખો બંગાળ તે સમયે એક થઇ ગયો.

બધાંય આન્દોલનો શરૂ થતાં કલકત્તામાં, અને તેને અપનાવી લેતું mofursil લાહીના દાવ, બોમ્બ, જે કંઇ કહો તેનો આરંભ

આ રીતેજ. પૂર્વ બંગાળ કંઇક વધુ ધમાલવાળું. તેની હઠ જબરી હતી. વિદ્યાર્થી શું કે શિક્ષક શું! બધાય એક સાથે સ્વદેશી સભાઓમાં ભાગ લેતા.

## જય મા !

તે સમયે "સંજીવની" અને "ભારતવર્ષ" પત્ર સ્વદેશી આન્દોલનમાં આગળ પડતાં હતાં. આ બેજ પત્રો વધુ વાંચતાં. "સંધ્યા" વગેરે બીજાં તો પાછળથી જનમ્યાં. તે સમયે અમે "ચોકખા" સ્વદેશી હતા, અર્થાત્ "અપવિત્ર" થયા ન હતા. ક્રાન્તિની પરવા રાખતા ન હતા.

એ સમયની ધુન તો એ હતી કે બંગભંગ રદ થવોજ જોઇએ, નહિતો આપણાં માન–ઇજ્જત રહેશે નહિ. બંગાળીઓને છૂટા પાડી નાખ્યા–તેમના ભાગ કરી નાખ્યા કેવી દુઃખદ વાત ! તે વખતે અમે હીસાબ વગરની દલીલો લાવતા, એ યાદ કરતાં આજે હસવું આવે છે. છતાં બંગભંગથી શાં લાભ હાની થયાં તે સમજાયુ ન હતુ. તેથી શું ? એ તો માત્ર નિમિત્ત હતું. બંગાળના પ્રાણમાં જે ભરતી આવી હતી, તે ભરતીમાં "જય મા !" કહી બધાએ નોકા છોડી દીધી અને ઝંપલાવ્યુ પાછળથી–એ સારૂ કર્યું કે ખોટુ તે કહેવાની જરૂર નથી.

## સ્વદેશી.

"સ્વદેશી" બની નીયમ મુજબ શરૂઆતમાંજ તાપ અને વરસાદ સાથે અસહકાર શરૂ કરી દીધો ! તાપ કે વરસાદમાં આત્મરક્ષા માટે છત્રી વાપરતા નહિ. શા માટે ? તેની ખબર નથી. સ્વદેશી

કાપડ પહેરવાની શરૂઆત કરતાંજ લાગ્યું કે શરીર ખુબ સાત્વિક બન્યું છે. અમે માથાના વાળ વધારતા પાદુકા–પગરખાંને રજા આપી હતી.

તે સમયે અમને જણાતુ કે છત્રીઓનું વેચાણ ઓછું થઇ ગયુ હતુ. વરસાદમાં ભીંજાતાં બધા સુરેન્દ્રનાથ અને બિપિનચંદ્રનાં ભાષણો સાંભળતા. કદાચ કોઇને છત્રી ઉઘાડતુ તો તે પણ એ ત્યાગના રાજ્યમાં તરતજ બંધ થઇ જતી. પાંચ પાંચ દશ દશ માઇલે અને ગામે ગામ સભા થતી માથે સખત તાપ પડતો હોય તો પણ ખાઉ કરતાં ખેતરોમાં થઇને ટોળે મળી સભાઓમાં જતા. મુખમાંથી તે સમયે ગાનના સ્વરોજ નીકળતાઃ

" જલાવો અગ્નિ યે નગરે નગરે,
દારૂણ પ્રતિજ્ઞા હૃદયે હૃદયે ! "

કેવો આનંદ ! કેટલી બેપરવાઇ ! આજે મનમાં થાય છે કે " તે હિનો દિવસાઃ ગતાઃ ! તરૂણ બંગાળ આજ એવુંજ મસ્ત બની ગયુ છે. આજ માતૃમંગલના શંખનાદથી તેમનાં હૃદય નાચી ઉઠે છે.

# પ્રકરણ ૨ જું.

## દેશ પ્રેમ.

બંકિમચંદ્રના વખતથીજ બંગાળમાં ખાસ કરીને દેશપ્રેમ જાગૃત થયો હતો. હેમચંદ્ર, નવીન, રંગલાલ વગેરેએ દેશની વાતો ગાઇ. ગોવિંદરાયે આક્ષેપ કર્યો કે "કતકાલ પરે બલ ભારત રે, દુઃખ સાગર સાંતારી પાર હવે" પરંતુ એ દેશાત્મા બોધ જાણે શિક્ષિત સમાજનો જ એક હથ્થુ વેપાર! આખરે બંગભંગે બંગાળને એકાત્મા સમજાવતાં બંગાળીએ "ઐક્ય મંત્ર"નો ઉચ્ચાર કર્યો. અહીંથીજ દેશાત્મબોધ ઉદ્ભવ્યો. ત્યારબાદ જ્યારે નમ્ર નિવેદનો અને કરૂણાપૂર્ણ ક્રન્દન વ્યર્થ ગયાં ત્યારે બંગાળીઓ સમજ્યા કે "ભિક્ષાયાં નૈવ નૈવમ."

## નવો સૂર!

કોઇ જાતિ એક દિવસમાં જાગૃત થતી નથી. શરૂઆતમાં અનેક સાધન ખર્ચાય ત્યારે તેમાં ઉત્સાહ અને ઉત્તેજના આવે. જે સમયની આ વાત થાય છે તે સમયે એક તરફ બોયકોટ અને પીકેટીંગની પ્રવૃત્તિ અને બીજી તરફ બંગાળના સાહિત્યો અને કવિઓએ સહસ્ત્ર ધારે વહેવડાવેલા શુદ્ધ દેશાત્મા બોધે સર્વેનાં હૃદય છલાછલ ભરી મૂકયાં હતાં.

આત્મ સન્માન ઘવાતાં અંગ્રેજો ઉપર ક્રોધે ભરાઇ અંગ્રેજી પાર્લામેન્ટમાં બંગભંગ રદ કરાવવાનો હુકમ અદા કરવા માટેજ જેઓ ધમપછાડા કરતા હતા તેઓએ બે દીવસ પછીજ નિવેદનો અને

વ્યર્થ ઘોંઘાટને નિરર્થક સમજી નવાજ સૂરે ગાન ઉપાડયું. એ ગાનના શબ્દે શબ્દે માતૃ મહિમા ગવાયો. એ ગાનના અપૂર્વ છંદમાં, સૂરમાં, મૂર્છનામાં દેશ માતૃકાની ચિરંતન મુર્તિ મુર્ત થઇ બંગાળી પાસે પ્રત્યક્ષ થઇ. એ ગાનમાં બંગાળના પ્રાણ-નિતરતા રસમાં સિંચન થયાં, અને ભાષા પણ શ્રેષ્ટ બની. એ ગાનના આકુલ આવાહને તરૂણ બંગાળીઓ ઘરબાર છોડી પાગલ થઇ ગયા. એ બંગાળીઓ એ બંગાળને એવી રીતે અપનાવ્યો કે તેઓની પાસે દેશ ધર્મરૂપે પલ્ટયો. દેશ એ કંઇ માટીની વસ્તુ નથી, પણ તે તો યુગ યુગાન્તરની સાધનાની વિરાટ મુર્તિ છે. એ મુર્તિની સાધનાથીજ જીવન ધન્ય થાય, જીવને અમરત્વ મળે. એ ધારણા બંગાળના કર્મવીરોના હૃદયમાં કોતરાઈ ગઇ. એ શુધ્ધ ભાવધારામાં નિવેદન, વિદ્વેષ વગેરે કંઇ નહોતું. જે હતી તે માત્ર માતૃભકિત-અપૂર્વ દેશપ્રીતિ! જે કંઇ હતું તે દેશને માટે સર્વસ્વ ત્યાગનું ઉદ્દાન ગદ્ગદ્ કંઠે આવાહન! એ ગાને અને એ સાહિત્યે જે સત્ય ઉપજાવ્યું છે તે સદાય અમરજ રહેશે!

બંગાળના દેશાત્મા બોધની પ્રકૃતિ એજ મુજબ સ્થાયી થઇ રહી છે. એ ભાવધારામાં ઝંપલાવીને બંગાળના યુવાનો બંગભંગ રદ કરવામાંજ દેશ સેવા માનીને બેઠા નહિ, પણ દેશને તેમણે સનાતન અને નિત્ય નૂતન કરીને ઓળખ્યો.

## સાત કોટી લોકર કરૂણ ક્રન્દન!

બંગભંગ રદ કરવા માટે જ્યારે પરદેશી માલના બહિષ્કારની પ્રતિજ્ઞા લઇ ગામડે ગામડે—નગરે નગરે બંગાળના વિદ્યાર્થીઓ

પીકિટીંગ ચલાવતા હતા, અને પ્રૌઢો ભાષણોદ્વારા તેમાં આહુતી અર્પતા હતા. ત્યારે પણ નિરપેક્ષતાથી બંગાળીઓએ દેશાત્મબોધનો એકાન્ત આશ્રમ કર્યો ન હતો. તે વખતે પણ લોર્ડ કર્ઝનની હદજ તેમની દેશ સેવાનું મુખ્ય કારણ હતી. તે વખતના બંગાળીઓ ઉન્માદ કંઠે ગાતાઃ—

"સાત કરોડ લોકેર કરૂણ ક્રન્દન,
શુને'ના શુનિલ કર્ઝન દુર્જન,
તાઇ નિતે પ્રતિશોધ મનેર મતન
કરિલામ રાખી બન્ધન !"

ત્યાર બાદ ગાયુંઃ—

"જલાવો અગ્નિ યે નગરે નગરે
દારૂણ પ્રતિજ્ઞા હૃદયે હૃદયે !"

માત્ર પરદેશી માલના બહિષ્કારથીજ માની દુર્દશા ટળશે નહિ, એ વાતની સત્યતા બંગાળીઓને તે વખતે સમજાઇ ન હતી. પરંતુ એ દિવસ જતાં ન જતાંજ, બંગાળના પ્રાણમાં જે સ્વદેશીની શુદ્ધ સત્યધારા ચાલુ હતી તે કવી અને સાહિત્યકોના મૂખે મૂર્ત થઇ ઉઠી.

## પ્રશસ્તિ કાવ્યો

જે રવીન્દ્રનાથ એક વખત વિદેશીની સાથે તુલના કરી વિદેશીના સુખ, સભ્યતા અને લક્ષ્મી આગળ પોતાને કેવળ નીચા લેખી દેશનું ગીત ગાયું હતુંઃ—

"મલિન મુખ ચંદ્ર તવ, મા, ભારતી,
આ કેવો અન્ધકાર ભારત ભૂમિ."

તેજ રવીન્દ્રનાથે દેશાત્મ બોધના નૂતન પ્રવાહમાં ગાયું:—

"ઓ મા! તને જોતાં જોતાં
દૃષ્ટિ ખસે ના,
ખુલી ગયાં છે દ્વાર આ ત્હારા
સુવર્ણ મંદિરનાં."

દેશ તો સનાતન છે. કર્ઝનના પહેલાંય હતો અને પછીએ રહેશે. અંગ્રેજ સભ્યતના પહેલાંય હતો અને પાછળથીએ રહશે. દેશ તો સદાય સત્ય અને જીવન્ત છે. માતૃત્વ જાતેજ સત્ય છે—પૂર્ણ છે. એથીજ કવિએ ગાયું કે:—

"અનાદરે જ્યારે જોતો ન સામુ,
ધારતો કે એ છે દુ:ખિણી મા,
ભાંગી તુટી મઢુલીમાં પડી છે,
દુ:ખની જણાય ના કૈં સીમા."

પરન્તુ માને આજે ઓળખી છે, માનુ ઐશ્વર્ય, માની ચરણ દીપ્તીથી આકાશ આજ પ્રકાશિત થયું છે!

"આકાશમાં આજ છવાઇ ગઇ છે
આ ચરણો તણી દીવ્ય–પ્રભા."

દેશ માતૃકામાં એ સમયે કવિએ વિશ્વ માતૃકાને સત્ય કરી બતાવી.

"રે! મમ દેશની રજ
તારા ઉપર નમાવું શીશ,
ભાળુ તુજમાં વિશ્વ જનુની.
તું વીશ્વ માતા, તું મમ ઇશ."

# પ્રકરણ ૩ જું.

——(०)——

## સ્વદેશી આન્દોલનની બીજી બાજુ.

બૅાયકોટની ઝુંબેશના પૂર જોશમાં નેતાઓની ગાડીઓ પણ ખુબ ખેંચવામાં આવી. ઘોડાએય કદાચ બાધા બની જઈને વિચારતા હશે કે "આ લોકોને થયું છે શું?" પુષ્પવૃષ્ટિનો પવન પણ પૂર બ્હારમાં હતો.

## મુસ્લીમ વૈમનસ્ય.

કેટલાક દિવસ બાદ સરકારે મુસ્લીમોને પોતાના પડખામાં લઈ જ્યારે દબાણુ શરૂ કર્યું, પૂર્વબંગાળાના જમાલપુર વગેરે ગામોના મુસ્લીમો જ્યારે ઉશ્કેરાઈને પોતાના હિન્દુ બીરાદરો ઉપર પણ અત્યાચારો ગુજારતાં અચકાયા નહિ, ત્યારે આન્દોલનની ગતિ ચંચળ બની ગઈ. અત્યાચારનો સામનો કરવા જુદા જુદા સ્થળોએ સમિતિએ પોતાની ડાળીઓ વિસ્તારી. દળબદ્ધ થઈને યુવકોએ અત્યાચારનો પ્રતિકાર કરવા શારીર–ચર્ચા પ્રત્યે લક્ષ આપવા માંડયું. લાડી ફેરવવા માંડી. સ્વદેશી આન્દોલનમાં મુસલમાનોએ પોતાનો સહકાર તો નજ આપ્યો પણ તેઓ વિરૂધ્ધ પણ પડવા લાગ્યા. હિન્દુઓનાં મંદિરો અને મુર્તિઓ તેમણે ભાંગવા માંડી. કુમિલ્લામાં ઢાકાના નવાબના ગમનને અનુલક્ષી ત્યાં દંગો થયો. મુસલમાનોનું એક દળ હિન્દુ ઉપર અત્યાચાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યું. હિન્દુ યુવકો પણ આત્મરક્ષા કરવા માટે કટિબદ્ધ થયા. આવી અંગ્રેજોની

ભેદનીતિનો વિજય થતો જોઇ દેશભકત હિન્દુ–મુસલમાનોનાં હૃદય કકળી ઉઠયાં. તેવામાં જમાલપુરના ઉન્મત્ત જનસમૂહમાં કોઇએ ગોળી ચલાવી. પણ ક્રાન્તિવાદીઓએ આ તકને જતી કરી નહિ. તેઓ આ ઉન્મત્તતાને લીધે પોતાનું દળ વધારી શકયા. આ અંદર અંદરના ઝેરવેરનું મૂળ અંગ્રેજોની ભેદનીતિજ છે, એ તેઓ સ્પષ્ટ રીતે જોઇ શકયા. ક્રાન્તિવાદીઓનો ઇરાદો મુસ્લીમો સાથે વિરોધ કરવાનો હતોજ નહિ. તેમણે તો બંગાળીઓને સંઘર્ષ માટે તૈયાર કરવા અને જાગ્રત કરવા ચુનંદા નૌજવાનોને વીણી વીણીને પોતાના દળમાં લેવા માંડયા.

## સમિતિ ગેરકાયદેસર !

આને પરિણામે જે નૂતન શકિત જાગી ઉઠી તે જોઇને તે સમયના રાજપુરૂષો તથા દેશનેતાઓ શંકિત થઇ ઉઠયા. નેતાઓએ ભાષણો આપવા માંડયાં, પણ આ તો રહ્યું યુવાન માનસ ! બંગાળી યુવાનો તો એક નવાજ પંથના પથિક થઇ પડયા. સરકારે પણ જોયુ કે મુસલમાનોને ઉશ્કેરવાથી કે ગુરખાઓની વ્યવસ્થાથી પણ બંગાળીઓને ઠંડા કરી શકાય તેમ નથી, પરન્તુ ઉલ્ટું તેઓ પોતાની શકિતનું માપ કાઢવા પ્રેરાય છે. સરકારે ભારે દૂર અંદેશી વાપરી આ પ્રચંડ શકિતના મૂળમાંજ ઘા કર્યો. તેણે કાયદો ઘડી સમિતીનેજ ગેરકાયદેસર ઠરાવી. જુદા જુદા કાયદાઓથી ક્ષેત્રને પરિમીત બનાવી દીધું. સભા સમિતિમાં ભાષણો આપવાનો કોઇપણ સુયોગ રાખ્યો નહિ. પરીણામે જેઓ ભાષણોદ્વારા પ્લેટફોર્મ

ધ્રુજાવતા તેઓ વેગળે જઇ બેઠા. ભાષણનાં પ્લેટફોર્મને કેટલાક દીવસ વીશ્રાન્તિ મળી !

## ક્રાન્તિ–કેન્દ્રો.

પણ બધું ઠંડુ નજ પડયું. અગાઉ જણાવ્યું છે કે બંગભંગના પહેલાંજ બંગાળામાં કેટલેક સ્થળે ક્રાન્તિ–કેન્દ્રો સ્થપાઇ ચુકયાં હતાં. તેના સ્થાપકો તે સમયે યોગ્ય સહાનુભૂતિને અભાવે કશું વ્યાપક કાર્ય કરી શકયા નહતા. પણ આ બધી સમિતી સ્થપાયા પછી તેમનું કર્મક્ષેત્ર વિશાળ બન્યું. દરેક સમીતીમાં પણ એમનો પ્રભાવ જામ્યો હતો.

"યુગાન્તર" વીગેરે પત્રો એક પ્રકારે જાહેર રીતેજ ગુપ્ત સમિતીની આવશ્યકતાને ખ્યાલ આપતાં. નેતાઓ તે વાંચતા અને વંચાવતા. એ રીતે જુદાં જુદાં કેન્દ્રોમાં, કોઇ ઠેકાણે પ્રચારદ્વારા ક્રાન્તીવાદ પ્રચાર પામ્યો. આથી સમીતી જ્યારે બંધ થઇ ગઇ, ત્યારે બધી વિપદનો અંત ન આવ્યો. સરકારે પણ જોયું કે વિપદ લોકોની નજરને ઓથે ઉલ્ટી એકત્ર થતી જાય છે.

# પ્રકરણ ૪ થું.

---

## ક્રાન્તિની ચાર શ્રેણી.

ટોલ્સ્ટોયે પોતાના Resurrection નામના ગ્રંથમાં ક્રાન્તિવાદીઓના કેટલાક વિભાગ પાડયા છે. પ્રથક્કરણ કરીએ તો બંગાળના ક્રાંતિવાદીઓમાં પણ એવા વિભાગ પાડી શકાય.

## વજ્રદપિ કઠોરાણિ.

પ્રથમ શ્રેણીના મનુષ્યો જીવનને ઉચ્ચ આદર્શની નજરે જુએ છે. યોગ્યા યોગ્યના પ્રશ્નની ઝાઝી દરકાર રાખતા નથી. એ લોકોજ ક્રાંતિની ભાવનાના સૃષ્ટા-તેઓ સ્વભાવેજ ત્યાગી જગતની વિષમતાથી તેમના હૃદય ધવાય છે. એ પીડીત હૃદય લઇનેજ તેઓ કર્મક્ષેત્રમાં પ્રવેશ કરે છે. તેઓ કોમળ-કઠોરતાથી ઘડાયલા હોય છે. "વજ્રદપિ કઠોરાણિ મૃદુનિ કુસુમાદપિ" એ વાકય એમનેજ ઘટે.

## બીજી શ્રેણી.

બીજી શ્રેણીના લોકો કેટલાક ઉત્તેજના પૂર્ણ અને કાર્ય કરવાની ચગશવાળા-ક્રાંતિમાં જે રોમેન્સ (Romance) હોય છે તે તેમને વધુ પ્રિય હોય છે. તેઓ સ્વભાવેજ નિડર અને દેશસેવાના પુજારી હોય છે

## ત્રીજી શ્રેણી.

ત્રીજી શ્રેણીના લોકો સામાન્ય રીતે કોઇપણ નિયમને તાબે થવા માગતા નથી સ્વાધીનતા અથવા સ્વચ્છંદતાજ તેમની રગેરગમાં

ફરતાં હોય છે. "કોની પરવા છે?" એ ભાવ તેમનામાં વધુ પ્રબળ હોય છે. સ્વચ્છંદતાથી ચાલવાની ઘણી તક મળશે એ આશાએજ તેઓ આ દળમાં જોડાય છે. પાછળથી એ લોકોજ મોટાઈ લઈ પક્ષાપક્ષી કરે છે અથવા જુદા પક્ષ બાંધી ઝગડા કરે છે.

## ચોથી શ્રેણી.

આ શ્રેણીવાળાઓ માત્ર સ્વાર્થસિદ્ધિ માટેજ ક્રાન્તિવાદમાં ઝંપલાવે છે, ક્રાન્તિના શત્રુ પણ તેઓજ છે.

બંગાળના ક્રાન્તિકારોમાં આ ચારે શ્રેણીના મનુષ્યો હતા. પણ મુખ્યત્વે ક્રાન્તિના ઉત્પાદક તો પહેલી અને બીજી શ્રેણીનાજ મનુષ્યો હતા.

બંગાળામાં તે સમયે શુષ્કગંગામાં પૂર આવ્યા જેવું થયું હતું નૌકા એક ઘાટ પર સ્થિર રહી શકી નહી જેઓ બંગાળના પ્રાણ સમા હતા તેઓ ચુપ રહી શકયા નહિ. તે વખતે ઉદ્દામ કે વિનતિ પક્ષ હતોજ નહિ તે સમયે એકપંથી–કાંતો દેશ કે કાંતો સરકાર–માત્રજ હતા.

તે જમાનો પણ ભાષણોનો હતો. ભાષણો, સંગીત, લેખ વગેરેદ્વારા પ્રયત્નો થયા એટલી હદ સુધી કે દેશની હવા તે વખતે "સ્વદેશી" ન બને એ માત્ર વિડમ્બના જેવુંજ હતું.

## સ્વદેશી!

સ્વદેશી આન્દોલન જ્યારે શરૂ થયું ત્યારે બંગાળના તમામ શ્રેષ્ટ મનુષ્યોએ ભાગ લીધો હતો, કારણ તે વખતે પણ રાજરોષ નરમ પડયો નહતો તે વખતની એકસ્વદેશી સભાની વાત ઉપરથી ઘણુ સમજાશે.

વક્તાએ પ્રશ્ન કર્યો—"સ્વદેશને માટે જીવન અને સર્વસ્વનો ત્યાગ કરવા કોણ તૈયાર છે?"

તેજ વખતે ટેબલની બાજુમાંથી ત્રણ પુરૂષો ઉભા થયા—આંખે ચશ્મા, માથાના ખુલ્લા વાળ અને ફેશનેબલ કોટ—દેશને માટે એ લોકો જીવન અર્પવા આગળ આવ્યા. નાનું શહેર! ચારે તરફ હોહા થઇ રહી. માને સ્ત્રી તો રડતાંજ ન પરવારે કે "સ્વદેશી માટે સન્યાસી થયો!" પરંતુ અંતમાં સર્વસ્વ ત્યાગની આવશ્યકતા તેમને માટે ન રહી.

## પરતંત્રતામાં જીવવાજ કોણ ઇચ્છે છે!

સરકાર તરફથી તે વખતે દમનનીતિ શરૂ થઇ હતી—સંપ્રદાય તરીકે મુસલ્માનો તે વખતે સરકારના મદદગાર બન્યા હતા. નેતાઓએ passive resistanceની વાત નહોતી કરી એમ નહિ પણ એકલા સ્વદેશથીજ બંગભંગ રદ કરી શકાશે એવો વિશ્વાસ યુવાનોમાં ઉત્પન્ન કરી શકાયો નહિ.

આ વિશ્વાસ ઉપર જે રાજનૈતિક આન્દોલન ઉદ્દભવ્યું હતું તેના ઉપર સાધારણ રીતેજ પડદો પડી ગયો પણ કેટલાક બંગાળીઓ "સ્વદેશી"ને બીજાજ રૂપમાં લઇ બેઠા તેમણે હવે માત્ર બંગભંગ રદ કરવાનેજ મહત્વ ન આપ્યું. એકદમ તેતો બોલીજ ઉઠયા કે "પરતંત્રતામાં જીવવાજ કોણ ઇચ્છે છે?"

# પ્રકરણ ૫ મુ.

## ક્રાન્તિનો પહેલો અંક.

૧૯૦૮ માં જે કાયદો પસાર થયો તેના જોરે ૧૯૦૯ ની જાન્યુઆરીમાં પૂર્વ બંગાળની કેટલીક સમિતિઓને ગેરકાયદેસર ઠરાવવામાં આવી. ૧૯૦૮ ના નવેમ્બરમાં અશ્વિની બાબુ, કૃષ્ણકુમાર, મનોરંજન, પુલીન, સુબોધ વગેરેને દેશપાર કરવામાં આવ્યા. આમાંના બધાય કંઇ ક્રાન્તિવાદી ન હતા. સ્વદેશી યુગના આન્દોલનની શરૂઆતથી ૧૯૦૯ સુધી આ સમિતિઓ ચાલુજ હતી. ક્રાંતિવાદીઓનાં કાર્યો તે સમયે ચાલુજ હતાં. દેશનો આમ વર્ગ પણ સમજી ચુકયો હતો કે "દેશમાં કંઇક થવા માંડયું છે.

## મી. એલનપર ગોળી.

ચારે બાજુએ જયારે લાઠીના દાવ, કુસ્તી, દંડ, સ્વયંસેવકોની ડ્રીલ વગેરે ચાલવા માંડયું ત્યારે ઢાકાના મેજીસ્ટ્રેટ મી. એલનના ઉપર ગોઆલન્દમાં ગોળી છુટી. આ બન્યું ૧૯૦૭ ના ડીસેમ્બર માસમાં. તે પછી એકેક જગ્યાએ બોમ્બ પણ ફુટયા. પ્રફુલ્લચાકીએ પકડાવાને બદલે આત્મહત્યા કરી. ખુદીરામને ખુનના આરોપસર ફાંસી થઇ. ખુદીરામ બાળક હતો. પ્રફુલ્લની ઉમર પણ કંઇ વધુ ન હતી.

## ગુપ્ત સમિતિનુ અસ્તીત્વ.

"યુગાન્તર" ખુલ્લે ખુલ્લુજ લખતું. કલકત્તામાં બોમ્બના અડ્ડામાં પોલીસે હલ્લો કર્યો. કોઇ બચ્યુ નહિ. તમામ બોમ્બ અને એકે એક ક્રાન્તિના અગ્રદૂતો ( [illegible]ers ) પકડાઇ ગયા. ક્રાન્તિવાદી નેતાઓએ દેશવાસીઓને ગુપ્તસમિતિના અસ્તીત્વની વાત જણાવવા સ્વીકાર કર્યો. મનુષ્ય જીવનની પણ પરવા રાખતો નથી. માથુ આપવામાં જરાય પાછો હઠતો નથી એ વાત દેશને સમજાવી.

## આવો માણસ જોયો નથી !

ત્યારપછી "એપ્રુવર" નરેન ગોસાંઇ ખુદ અંગ્રેજનીજ જેલમાં કાન્હાઇ અને સત્યેન્દ્રની પીસ્તોલની ગોળાથી મરાયો ત્યારે દેશને ખાત્રી થઇ કે આ લોકો માત્ર સાહસીજ છે એટલુંજ નહિ પણ અપૂર્વ કુશળતાવાળા છે. ફાંસીના હુકમ પછી કાન્હાઇનું વજન વધ્યું હતું. ખુની હોવા છતાંય કાન્હાઇને દેશવાસીઓએ અધાર્મિક તરીકે ગણ્યો નહતો એ ચોક્કસ છે. ફાંસીની દોરી જે સાહેબે ગળામાં નાખી તેજ બોલ્યો હતો કે "આવો માણસ જોયો નથી !"

કાન્હાઇના મૃત દેહનું સરઘસ કહાડવામાં આવ્યુ હતુ. તેની રાખ પવિત્ર માની ઘણાય પોતાને ઘેર લઇ ગયા હતા. એ મૃત્યુ વાસરે બંગાળીઓ રસ્તામાં ગાતા.

"અમાય ફાંસી દીયે કિ મા ભૂલાવી
આમિકિ માર સેઇ છેલે ?"

## દેશનું માનસ.

આપણો દેશ આધ્યાત્મિક છે. આપણે કોઇ દૈવી ઉપાયથી સ્વતંત્રતા મેળવીશું એમ પણ અમુક વર્ગ માનતો આવી શ્રદ્ધાનો ઉપયોગ કરવાનું પણ ક્રાન્તિવાદીઓ ચુકતા નહિ. તેઓ સંન્યાસી વેશે પણ નીકળી પડતા. ૧૯૦૬ થી ૧૯૦૯ સુધીમાં કેટલાંય ખુન અને ધાડ થઇ ગયાં હતાં. આ બધી બીનાનો અસંભવ રંગ ચઢાવી સ્વતંત્રતા મળવવાની કલ્પનાના ઘોડાઓ યુવાનો દોડાવતા.

## બધુંય ગુપ્ત.

દેશમાં જ્યારે આવી માનસીક અવસ્થા હતી ત્યારે સમિતિઓને ગેર કાયદેસર જાહેર કરવામાં આવી. પણ જેઓને કાર્યજ કરવાની ધગશ હતી તેઓએ બધુ ગુપ્તપણેજ કરવા નિશ્ચય કર્યો. પહેલાં જાહેર સમિતિને ઓથે ગુપ્ત પ્રવાહ વહેતો હતો. હવે થયુ બધુંય ગુપ્ત.

# પ્રકરણ ૬ ઠું.

## સમિતિના ખરાબ દિવસો.

સમિતિઓને ગેરકાયદેસર ઠરાવ્યા પહેલાંજ માણસો વધારવા પ્રત્યે લક્ષ આપ્યું હતું. કેટલાય બાળકો અને યુવાનો ઘરબાર છોડીને આવ્યા હતા. તેમણે પોતાનું ભવિષ્ય અને જીવન સમિતિના હાથમાંજ મુકી દીધું હતું. સમિતિ ગેરકાયદેસર જાહેર થતાં આ લોકો ક્યાં જાય ? બધાંય દ્વાર બંધ થઇ ગયાં હતાં. પેટને ભાડુ આપવાનો પણ ઉપાય ન હતો. અત્યાર સુધી તેમણે સમિતિનું કાર્ય કર્યા કર્યું હતું ખાવા પિવાનું પણ સમિતિમાંજ થતું. કર્યું કરાવ્યું ધુળમાં મળી ગયું. કર્મીઓ નિરૂપાય થઇ પડ્યા. નેતાઓમાંનાં કોઇ જેલમાં હતા તો કોઇ દેશપાર થયા હતા. સમિતિના મોટા મોટા સભ્યો, મુરબ્બીઓ જેઓ સમિતિના મદદગાર હતા તેઓ પરિસ્થિતિ અને સમય વર્તીને આઘા ખસી ગયા. જેઓ પોતાનું સર્વસ્વ ત્યાગી સમિતિમાં જોડાયા હતા તેઓજ પરસ્પર સહકારી થઇ રહ્યા.

### ૧૦૯ મી કલમ

જે નેતાઓ પકડાયા ન હતા તેઓએ પોતાના ઘરમાંજ કોઇ પણ રીતે અડ્ડા રાખ્યા. જુના મિત્રો ત્યાંજ આવ જા કરે. પરંતુ જેઓએ ગૃહત્યાગ કરીને દળમાં જોડાયા હતા તેઓનેજ વિપદ આવી પડી. કોઇ એક સ્થાન તો જોઇએને ? પોલીસની ૧૦૯ મી કલમથી બચવું જોઇએને ! ઘેર પાછા જવાની તો કોઇને ઇચ્છાજ ન થતી. ઘેર જતાંજ પકડાઇ જવું પડે. છતાં ભવિષ્યની આશાને હૃદયમાં પોષી ઘણાઓએ જેમ તેમ નીભાવ્યું.

## એક દાખલો.

કલકત્તા, ઢાકા, માયમેનસીંગ, બરિસાલ, રંગપુર વગેરે સ્થળે સમિતિઓ ગેર કાયદેસર જાહેર થઇ હતી. એક ઢાકા સમિતિનીજ ફક્ત છ સાત તો શાખા સમિતિઓ હતી. તે બધીજ બંધ પડી.

આવી ભગ્ન દશામાં કલકત્તામાં એક ઘરમાં કેટલાક યુવકો રહેતા. હાથમાં પૈસા મળે નહિ. આમાંના બે ચાર તો નાસી છુટેલા ગુન્હેગાર હતા. કોલેજના વિદ્યાર્થીઓ પોતાને ઘેરથી અમુકજ રૂપીઆ લાવી ભણતા. તેમની પાસેથી આ યુવકોને કંઇક કંઇક મળતુ. પણ કેટલા રૂપીઆ હોય? નાસ્તા પાણીના પૈસામાંથી બચાવી તે વિદ્યાર્થીઓ થોડું થોડું આપતા. કોઇ કોઇ વખત બહારના બેચાર જણ પણ કંઇ આપતા. આ રીતે દીવસો જતા. એકાદ કોટ હોય તે બધાય વારાફરતી જેમ જરૂર હોય તેમ વાપરે! કપડાંના અભાવ માટે કોઇને કાંઇ લાગતુંજ નહિ. પણ અન્ન વિના?

એક દિવસની વાત છે. તે દિવસે હીસાબ કરતાં જણાયું કે જે પુંજી હતી તેનો ભાગ કરતાં માથા દીઠ માત્ર બે પૈસા આવે તેમ છે! તરતજ નક્કી થયું કે "બટાટા લઇ આવો." માત્ર બટાટા બાફીનેજ તે દિવસે ચલાવી લીધું.

આમ ખાવાનું દુઃખ કંઇ એક દિવસનું હતું. એ દુઃખ તો મહીનાના મહીના સુધી ચાલ્યું. આ અવસ્થામાં પણ એકે એક દળમાં વૃદ્ધિ થવા લાગી.

કલકત્તાના બોમ્બ કેસમાં કેટલાયને સજા થઇ. જેઓ પકડાયા ન હતા તેમની સંખ્યા બહુ થોડી હતી. તેમને પણ એવુંજ દુઃખ હતું. એ લોકો પણ આ તરફ પોતાનું અ[illegible] સાબીત કરવા લાગ્યા......Terrorism શરૂ થયું. નંદલાલ, આશુતોષ, સમશુલ વગેરેએ પીસ્તોલની ગોળીથી પ્રાણ છોડયા. પોલીસે કલકત્તાના બોમ્બ કેસ અને હાવરાના ગેંગ કેસ ચલાવી પૂર્વ બંગાળ તરફ ધ્યાન આપ્યું. સમશુલ–આલમની હ[illegible] પછી ૧૯૧૮ ની સાલ સુધી કલકત્તાના દળ તરફથી ખાસ ચેષ્ટા થઇ ન હતી.

# પ્રકરણ ૭ મું.

## ઢાકા કાવતરા કેસ.

૧૯૧૦ ની સાલની શરૂઆત પછી પુલીનબાબુ વગેરે દેશપાર-માંથી પાછા આવ્યા એ દરમ્યાન પૂર્વ બંગાળમાં પાછી સમિતિ ગુપ્ત રીતે સંઘબદ્ધ થઇ રહી હતી ચારે તરફના સમાચાર મેળવવાનો બંદોબસ્ત પણ કર્યો હતો. સરસામાન, બંદુક, પીસ્તોલ, વગેરે યોગ્ય સ્થાને સંગ્રહવાની ગોઠવણ પણ થઇ હતી. એકાએક જે વીખરાઇ ગયું હતું તે પાછું ધીમે ધીમે જામવા લાગ્યું.

## પુલીન બાબુ.

એવામાં પોલીસ એક મોટો કાવતરા કેસ પકડવા માટે તનતોડ મહેનત કરી રહી છે એ વાત બહાર આવી ગઇ—એમ પણ જણાયું કે "અનુશીલન" સમીતીમાંનું એક જણ પણ નહી બચે—ઘણાઓએ પુલીનબાબુને છુપાઇ જવા યા ગુપ્ત પણે રહેવા વીનવ્યા, પણ તેઓ માને ? તેમણે તો જવાબ આપ્યો કે "છોકરાઓ નિરૂત્સાહી થઇ જાય."

સમિતિનું કેન્દ્ર બદલાયું. નવે સ્થળેથીજ હવે બધી હીલચાલ ગુપ્ત રીતે ચાલવા લાગી. પોલીસને જેના ઉપર શક આવતો તેના સગાંવહાલાં પણ શકને પાત્ર ઠરતાં ! આથી સગાંવહાલાં અને મિત્રો પણ પોતાનાં આત્મિય સ્વજનનો સંગ ન ઇચ્છતા—રસ્તામાં મુલાકાત થાય તો આડુ જોઇને જાય !

## ઢાકા કાવતરા કેસ.

અમે તે વખતે કલકત્તામાં એક 'મેસ' (Mess)માં રહીને ભણતા હતા, પાછળથી જેઓ ક્રાન્તિવાદી તરીકે સર્વસામાન્ય થયા તે બધા અમારા મેસમાં જરૂર આવે તેમનાં સ્વભાવમાં જોવા જેવું અને શીખવા જેવું ઘણું હતું.

એક દિવસની વાત છે. બે વાગ્યા હશે, પકડાપકડી ચાલી હતી ચારે બાજુએ કેટલાય પકડાઇ ગયા હતા. હું કલાસ છોડી બહાર નીકળી પડયો. સમાચાર પત્ર હાથમાં લઇ મેસમાં પેસતાંજ બે મનુષ્યોએ મારા હાથ પકડી લઇ નામ પૂછ્યું. સાથે સાથે ચારે તરફથી લાલ* પાઘડીઓ પણ આવી પહોંચી. મને ગાડીમાં બેસાડવામાં આવ્યો. પાછળથી સાહેબને મોઢેથી જાણ્યું. મને ઢાકાના વોરંટથી પકડવામાં આવ્યો હતો! એટલે હું તો "ઢાકાનો માલ" હોવાથી ઢાકાજ જવાનો હતો! કલકત્તા પોલીસે વધુસન્માન (military guard) ન બતાવ્યું–એક બ્રાહ્મણચોરની સાથે બાંધી મને લાલબજાર (પોલીસ સ્ટેશન) તરફ રવાના કર્યો. સાથે બેચાર પોલીસ હતા. એક સ્ત્રી અમને જોઇ બોલી, "વાહ! આ શાહુકારોની કમરે દોરી!" મનમાં થયું કે હજી ગળામાં દોરી નથી એટલુ સારૂં છે. હું એકલોજ તે દિવસે ઢાકા કાવતરા કેસ માટે લાલબજારમાં રાહ જોતો હતો. કેટલાક ચોર અને મવાલીઓએ ત્યાં ધાંધળ શરૂ કરી દીધું હતું. ત્યાંજ એક તરફ હું બેઠો. વૃદ્ધ માતા યાદ આવી! મારો પેલો સાથી બ્રાહ્મણ

* બંગાળના પોલીસો લાલ પાઘડીઓ પહેરે છે.

(એણે અત્યાર સુધીમાં મારી પાસે તેમજ બીજાઓ પાસે પોતે બ્રાહ્મણ હોવાનો દાવો કર્યો હતો) મારી સાથેજ રહ્યો. કળીયુગનો આ કૃષ્ણ પાંચ છ વાર આ મહાન વિદ્યાની પુજા કરતાં પકડાયો હતો એટલે તે ચોરજ.

આ બ્રાહ્મણે અડોઅડ બેસી વાત શરૂ કરી.

"ભાઇ,–એક સીગારેટ આપોને!"

મેં નમૃતાપુર્વક કહ્યું: "હું સીગારેટ પીતો નથી."

"એક બીડી—"

"બીડી પણ હું પીતો નથી."

હું જુઠુંજ બોલું છું એમ તેને લાગ્યું. થોડીવારે તે બોલ્યો. "એક દિવાસળી તો આપો!"

"મારી પાસે નથી." મેં કહ્યું. મારો સાથી હતાશ થઇ ગયો. તે રૂમમાં ચારે તરફ નાનાં નાનાં ટોળાં બેઠાં હતાં મવાલીઓ કંઇક શુદ્ધિમાં આવતાં પોતાની જાત વિ. બીજાઓને જણાવતા હતા. સમાજના આટલા બધા ધુરધરોને કદી કયારેય એકત્ર જોયા ન હતા.

રાતના બે વાગ્યા હશે–પેલો બ્રાહ્મણ ચોર મને કહેવા લાગ્યો.

"તમારો આ કાગળ આપો તો ભાઇ!"

"શું કરશો?" મેં પૂછ્યું.

"સીગારેટ સળગાવવી છે."

ઉપર ગેસની બત્તી બળતી હતી. કાગળનો વીંટો વાળી ઘણા પ્રયત્ન બાદ તે કાગળ સળગાવી શકયો અને તે વડે સીગારેટ સળગાવી. પણ થોડી વારમાંજ તેનું પોગળ જણાઇ ગયું. એક છોકરાએ ઉઠી તે બ્રાહ્મણનું ગળુ પકડી મારવા માંડયો, "સાલા ચોર મારા ખીસામાંથી સીગારેટ ચોરી લીધી" બધે હોહા થઇ ગઇ.

એટલામાં એક અંધ બુઢ્ઢો બુમો પાડતો બોલી ઉઠયો. "મારે ઝાડે જવું છે." આમ કહી તેણે તો ત્યાંજ બેસી જવા માંડયું. વળી ચારે બાજુએથી ગાળો શરૂ થઇ. કોઇ કહે "જમણી બાજુની" તો કોઈ કહે "ડાબી બાજુની." બધા હસવા લાગ્યા. મારી પાસે એક છોકરો બેઠો હતો તેને મેં કહ્યું "એને પેલી તરફ બેસાડી આવ." છોકરાએ મારૂં કહ્યું માન્યું અને તેને બેસાડી આવ્યો.

કેસ ચાલતા પહેલાં હાજત વાસનાની આ અપૂર્વ વ્યવસ્થા! પાછલી રાત્રે ઠાકુર (બ્રાહ્મણ રસોઇઓ) ભાત દાળ આપી ગયો. મારા મુખમાંથી નીકળી ગયું "નથી ખાવા" ફરી કહેવાની જરૂરજ ન પડી.

× × × ×

સવાર થતાંજ બધાને લઇ ગયા. એકલો હુંજ રહ્યો. કંઇક શાંતિ વળતાં સુતો. થોડીવાર પછી ઉઠીને જોયું તો સામેની રૂમમાં બીજા બે ગૃહસ્થો હતા. મોઢુ જોતાંજ સમજ્યો–સ્વદેશી! વાતચીત ઉપરથી સમજાયું કે તેઓ પેમ્ફ્લેટ વહેંચતાં પકડાયા હતા. તેઓ જેલમાંજ રહેતા, પણ અહીં કંઇક કામવશાત્ આવ્યા હતા. મેં પૂછ્યું.

"જેલમાં રહેવાની જગ્યા કેવી છે? અહીંના જેવી તો નથી ને?"

"ના એક એક કોટડી (cell) છે."

આ સમાચારથી જાણે સ્વર્ગ મળ્યું. મનમાં થયું કે સુઇને તો દિવસ કહાડીશું નહિ તો મનમાં ગાઇશું. બપોરે મમરા આવ્યા તે ખાધા આજે ઢાકા મેલમાં રવાના થવાનું હતું. મન કંઇક પ્રફુલ્લ બન્યું.

પેટી, ચોપડીઓ પણ મારી સાથેજ ચાલ્યાં. ટ્રેનમાં એક બન્ધુ રસ્તામાં ખાવા માટે પોલીસના હાથમાં પૈસા આપી ગયો. વળી સાધારણ માણસ "સ્વદેશી"નું નામ સાંભળતાંજ પોલીસના માણસો તરફ જોતો ખાવાનું પડીકુ લાવી મને કહેવા લાગ્યોઃ "કંઇક ખાઓ." હું ખાઈ શકયો નહિ. તેને ધન્યવાદ આપ્યો. ખાધુ તો નહિ, પણ હૃદયમાં ખુબ આનંદ થયો. દેશવાસીઓમાં સહૃદયતા છે. સમજીને છેડયા હોય તો પ્રાણના તાર ખરા સૂરમાં ઝણઝણી ઉઠે.

સ્ટીમર આગળ પરિચિત મનુષ્યોને દીઠા. કોઇ વાતચીત કરેજ નહિ. અમને આવી અવસ્થામાં જોઇ સગા, મિત્રો, કોઇ પણ પાસે ન આવતા. રખેને પોલીસ નામ લખે!

એક દોઢ વાગે ઢાકા પહોંચ્યા. મેજીસ્ટ્રેટ સાહેબને બંગલે જવાનો હુકમ થયો. અમે ગયા. ચારે તરફ બંધુકો ચઢાવી પ્રહરીઓએ "સત્કાર" કર્યો. સાહેબ ઉંઘતા હતા એટલે અમે રાહ જોતા ઉભા ત્યાં પછી એક ભદ્ર પુરૂષ રાહ જોતા ઉભા હતા. એકજ પથના યાત્રી!

બે વાગ્યા—ત્રણ પણ વાગ્યા. પૈસા દારોગાના હાથમાંજ અનામત રહી જતા જોઇ કોન્સ્ટેબલ કહેવા લાગ્યો, "તમે ખાવાનું ખાવને!"

છેવટે કોન્સ્ટેબલોના કહેવાથી ખાવાનું આવ્યું. ઢાકાનું અમૃત ! કંઇક ખાધું. એક ગુરખા સીપાઇએ કહ્યું, "જેલમાં આ બધુ ખાવાનુ ક્યાંથી મળશે ?"

સાત વાગે સાહેબની સુખ નિદ્રાનો ભંગ થયો. મારા નામનો પોકાર થતાં હું જઇને હાજર થયો. સાહેબે પૂછ્યું "ખાધું ?" જવાબમાં હું "ના" કહેવા જતો હતો તે પહેલાંજ દારોગાએ કહ્યું "હા મેં ખવડાવ્યું છે."

સાહેબે પૂછ્યું "ભાત ખાધો ?"

"ના ભાત ખાધો નથી." આ સાંભળી જેલના સત્તાવાળાઓ ઉપર લખી આપ્યું કે ભાત આપે. મેજીસ્ટ્રેટ સાહેબ સ્હેજસાજ રસીકતા કર્યા વિના ન રહ્યા.

ઢાકા જેલમાં રવાના થયો. આઠ સીપાઇઓ બંધુક ઉઠાવી ચાલવા લાગ્યા. પગે ચાલીને જવું પડયું. જેલ આગળ આવતાં "હોલ્ટ"નો હુકમ થયો. દરવાજો ઉઘડયો. અંદર જતાંજ ખુદ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ "સ્વાગત" કરવા આવ્યા પગમાંના બુટ અને પહેરેલાં કપડાં ઉતરાવી જાતે તપાસ્યાં ! મેંય પણ દરવાજાને ઓથે કોઇ પણ રીતે રહીને સાહેબના હાથમાં પહેરેલાં વસ્ત્રો ફેંકી દીધાં. નવુ નવુ હોવાથી તે વખતે પણ શરમ છોડી શકયો નહિ. પણ પાછળથી શરીરની તપાસણી થઇ ત્યારે શરમથી મરવા જેવું થઇ ગયું. કાયદા મુજબ લખાણ વગેરે થઇ ગયું. પાછુ ફાટક ખુલ્યું. ત્રીસ ગુરખા હાથમાં કુકરી લઇને ઉભા હતા. તેમની વચ્ચે જઇને ઉભો રહ્યો. પાછો

હુકમ છૂટયો: "માર્ચ." અમેય ઉત્સાહથી ચાલ્યા. મનમાં થયું કે "વાહ! ક્રમોન્નતિ!"

ઢાકા જેલના ૪૫ નંબરના સેલમાં હું ગયો. ઘર શણગારમાં એક ચટાઇ અને કામળી! દરવાજે તાળુ દેવાયુ ન દેવાયુ ત્યાં તો બાજુના સેલમાંથી અવાજ આવ્યો, "કોણ? ક્યાંથી આવ્યા છો?"

મેં જવાબ આપ્યો. ફરી પાછો પ્રશ્ન થયો: "બીજા કોણ કોણ કલકત્તામાં પકડાયા છે?

મેં જવાબ આપ્યો. પાછુ બારણું ઉઘડયું 'ઠાકુર' દાળભાત આપી ગયો. પાણી આપતી વખતે ધીમેથી બોલ્યો:

"પુલીન બાબુએ મોકલ્યો છે. તમારૂ નામ શું?

મેં નામ કહ્યું. મને લાગ્યું કે "વાહ! આ તો ઘર જેવું જ છે ને!" હું તો ધારતો હતો કે બધે લાલ બજાર જ હશે! એ રાત્રે ટાઢાં દાળભાત પણ સ્વાદિષ્ટ લાગ્યાં. લાલ બજાર હજી ભૂલાયું નહોતુ ને!

બાજુની રૂમમાંથી બીજી બેચાર વાતો થતાં ગુરખા સીપાઇએ ધમકાવ્યા: "હલ્લા મત કરો. બાતચીત એકદમ મન હય" હું સમજી ગયો અને ચટાઇ પાથરી સુઇ ગયો. ધુળ ખંખેરવાની ધીરજેય તે સમયે ન હતી. જ્યારે ઉંઘ ઉડી ત્યારે જોયું તો દરવાજો ખુલ્લો હતો.

# પ્રકરણ ૮ મું

## જેલ મ્હેલમાં

ક્રાન્તિના ઝંડાધારીઓએ જે દુઃખો સહન કર્યાં છે તેની કલ્પના પણ થઇ શકે તેમ નથી. તેમણે ફાંસીની દોરી હસતે મોઢે સ્વીકારી છે, ગોળીથી વીંધાઇને મૃત્યુ પામ્યા છે, તો કેટલાઓએ સખત કારાવાસને લીધે પ્રાણ ત્યાગ કર્યા છે. કોઇ ઉન્માદ બની ગયા છે તો કોઇ સારી સ્થિતિમાંય પાછા આવ્યા છે.

ક્રાન્તિવાદીઓ નિર્જન બંદીખાનામાં વરસોનાં વરસો પડી રહ્યા છે, તેમણે ઘઉં દળ્યા છે, ઘાણી ખેંચી છે, નેતરની સોટીઓ પણ ખાધી છે, હાથે પગે બેડીઓ પણ પહેરી છે. સાધારણ કેદીઓને અપાતો ખોરાક ખાઇને જીવન ટકાવ્યું છે.

ક્રાન્તિવાદીઓ ઓથે જઇને–કોઇએ દૂરના ગામડામાં, કોઇએ સમુદ્રની વેળુભૂમિમાં, તો કોઇએ સુન્દર વનના જંગલમાં સ્થાન મેળવ્યું હતું. ક્રાન્તિવાદીઓએ "દોલન્દા"માં કીડ સ્ટ્રીટમાં, ડીસ્ટ્રીકટ જેલમાં હાજતમાં શકિત અને ભકિતની પરીક્ષા આપી છે. તેઓએ જે કઠોરતા ભોગવી છે તેની પાસે બેચાર વરસની જેલ કે ચાર પાંચ વરસની રાજબંદી (State Prisnor) ની અવસ્થા શી ગણત્રીમાં?

### રાજનૈતિક એટલે ભયંકર !

કાવતરા કેસમાં ઘણા માણસો ધીમે ધીમે અહીં તહીંથી આવીને હાજર થવા અમે બધાએ મળી ૪૫ સેલ ભરી દીધાં. કોઇ કોઇ પગનાં "ઝાંઝરીયાં" ખખડાવતા આવતા. એમને જુદાજુદા કારણસર

પહેલેથીજ જેલ થઇ હતી. ફરી આ કાવતરા કેસમાં પણ તેઓને સંડોવવામાં આવ્યા હતા. પગમાં હતી "ડંકા–બેડી" કોઇ ખાસ ગુન્હાસર આ સજા ન હતી. રાજનૈતિક હોવાથીજ તેઓ dangerous ભયંકર લેખાતા ! એમનામાંનો એક તો બાળક હતો. ઉંમર ફકત ચૌદ પંદર વરસની. હાસ્ય તો મુખ ઉપરથી ખસેજ નહિ. હસવાનું કારણુ એ કે પાસે પાસે હોવા છતાં વાત કરવાની પણ બંધી ! એમણે શું કર્યું હતું તે ખબર નથી. પણ ઘઉં પીસે, ગાન ગાય, સ્પેશીઅલ diet ખોરાક નહિ, વૈરથી કોઇ પ્રકારની તજવીજ નહિ, તો પણ મ્હોં ઉપરનું હાસ્ય અને હૃદયનો આનંદ ઓસર્યાંજ ન હતા.

## જેલનો ખોરાક.

કેટલાય તો સખત સજા ખમવાને તૈયાર થઇનેજ બેઠા હતા, તેથી જેલનો ભાત ખરાબ, દાળ બેસ્વાદ વગેરે કશું મનમાં લાવતા નહિ. જેઓ પકડાતા પહેલાં સમિતિમાંજ જમતા તેઓ કહેતા, "સમિતિમાં તો માત્ર મીઠું અને ભાતજ ખાધો છે. સમિતિની વ્યવસ્થા કરતાં આ વ્યવસ્થા કશી ખોટી નથી." ક્રાન્તિવાદીઓ જ્યારે રાજકેદી અવસ્થામાં હતા ત્યારે ખોરાક માટે ધાંધલ કરેલું. તે પણ અનેક કારણોને લીધે. નહિં તો જેલનો ખોરાક ગમે તેટલો ખરાબ હશે પણ તે સંબંધમાં કશી ફરીઆદ કરી ન હતી.

## બાત મત કરો !

સવારે જગાય નહિ તો પણ દરવાજાનો અવાજ અમને જગાડતો. હાથ મોં ધોવા તથા પાયખાને જવા અમને એક કલાક બહાર

રાખવામાં આવતા. વળી પાછા સેલમાં. બપોર પછી એક કલાક બહાર લઇ જાય અને વળી પાછા જેલમાં.

અમુક ખુલ્લી જગ્યામાં એક ગુરખા રક્ષકની દેખદેખ નીચે એક એક ક્રાન્તિવાદીને અમુક હાથ જગ્યામાં છૂટો મુકતા. વાત કરવાનો હુકમ ન હતો. નિમકહલાલ ગુરખો કુકરી બહાર કાઢી હુકમ બરાબર બજાવતો. આથી ગુરખાની સાથે રોજ ઝઘડો થયા કરે. આટલા બધા નજીક હોવા છતાં વાત ન થાય એ સજા ગંભીર પ્રકૃત્તિના માણસ સિવાય બીજાથી કેવી રીતે સહન થાય? પરિણામે કોઇ વાત કરી બેસતુ.

## તુમ બકતે જાવ—

જેઓ આગેવાન હતા તેમણે નક્કી કરી જણાવ્યું કે વાત કરશો નહિ. છતાં જો ખાસ જરૂર હોય તો વાત કરજો પણ ગુરખા યા સાહેબની સાથે એક વાત ઉપર વાદવિવાદ કરશો નહિ. એ બાબત જે સજા કરે તે ખમી લેજો, અથવા એ સજા ખમવા તૈયાર થઇનેજ વાત કરજો.

છેવટે તેમજ થયુ. જરૂર પડતાં વાત કરવામાં આવતી. ગુરખો વખતે આવીને મના કરતો, ધમકાવતો. ફરીયાદ કરવાનો ડર પણ બતાવતો. છતાં જ્યાં સુધી પ્રયોજનીય કાર્ય પુરૂ ન થાય ત્યાંસુધી "તુમ બકતે જાવ હમ સુનતે હય" એ નીતિ અવલંબન કરી વાત ચાલતીજ. છ માસ સુધી વાત કરવાની બંધી રહી. અંતે અમારા સ્વાસ્થ્યનો વિચાર કરી હુકમ કરવામાં આવ્યો કે બે જણ પરસ્પર વાત કરી શકે.

## સહેવું પડશે.

અમને જેલમાં રહેવા સંબંધમાં નિયમ જણાવવામાં આવ્યા—(આ નિયમ જેલના નહિ પણ અમારા પોતાના ઘરના) વધુમાં જેલમાં આવી કશાની આશા રાખશો નહિ, કશુ માગશો નહિ, જે મળે તે પાછું વાળશો નહિ, એમ કરવામાં આવ્યું. કદી કોઇ અન્યાય સહન કરવો કેવળ અશકય થઇ પડે ત્યારે જે ઇચ્છા હોય તે વ્યક્તિગત ભાવે કરજો. પરન્તુ બધુંય સહન કરી શકાય. કારણ "સહેવું પડશે" તેથી તો જેલ!

## સાવધાન!

એક દિવસ વાતચીત માટેજ ધાંધળ મચ્યું. ફરવા જતી વખતે કોઇ એક બાબત ઉપર ગુરખાઓ સાથે બોલાચાલી ચાલતી હતી. તે સમયે ૪૫ માણસો એક ઇશારો થતાં કંઇપણ બોલ્યા વિના જ્યાં હતા ત્યાંથી પોત પોતાના સેલમાં જઇ બેઠા. આને પણ ભારે ભયની વાત ગણવામાં આવી. બધાય માણસો એકજ માણસના ઇશારાથી ગુરખાઓ સાથે ઝઘડો પણ ન કરતાં પોતપોતાના સેલમાં જઇ બેસી જાય એટલે? તરતજ મેજીસ્ટ્રેટે આવીને બધાને બહાર કાઢી નેતરની સોટી મારવાની જગ્યા ઉપર ઉભા રાખ્યા બધાને લાગ્યુ કે ફટકા મારશે, પણ સાહેબે એક નીર્જીવ ઉશીકા ઉપર નેતરના ફટકા લગાડી અમને ઇશારતમાં સમજાવ્યું કે તોફાન કરશો તો આવી દશા થશે? પછીથી તમે સહન કરી શકશો નહિ, માટે સાવધાન! ફટકા મારવાનો અધિકાર (under trial prisnors)

વિચારાધિન અવસ્થામાં પણ તેમને જેવોને તેવો છે જેલ કોડ વાંચીને મેજીસ્ટ્રેટે અમને શીખવ્યું.

## પાયખાને જતાં !

પરંતુ તેથી શું થયું ? જે સમય અમે કદી પણ પાળી શકયા ન હતા તે સાહેબના ઉપદેશથી બે દિવસ શી રીતે પાળી શકીએ ? પાયખાને જતાં સંમય રક્ષા ( અહીં વાક સંમયજ ) થઇ શકતી નહિ, કારણ તે સ્થાનમાં પણ બાજુ બાજુમાં બેસી વાતો ચાલતી–એ દુર્ગંધપૂર્ણ નરકમાં બેસી રહેવું કંઇ સહજ ન હતુ. જેવા "ભાગ્ય-શાળી" અમે, તેવા "ભાગ્યશાળી" નિમકહલાલ ગુરખાઓ ! પાયખાનાની નજીક નાકે લુગડાઓનો ડુચો દઇ, હાથમાં કુકરી લઇ, ગુરખા ઉભા રહેતા અને કહેતા "જલ્દી કરો" વાર થતાં ગુરખાઓ રાતા પીળા થઇ જાય ! બેચાર ગુરખાઓ તો જાણે જન્મથીજ રૂદ્રા-વતાર જેવા ! તેઓ જીવનમાં એકાદવાર હસ્યા હશે કે કેમ તે શક છે. આંખો હમેશાં લાલચોળ રહે. ગુરખાઓજ અંગ્રેજોના સૌ કરતાં વધુ વિશ્વાસુ નોકરો છે. જેલમાં ક્રાન્તિવાદીઓ તરફ એમણે જે "પ્રીતિ" બતાવી છે, એવી ભાગ્યેજ કોઇએ બતાવી હશે !

## ગાર્થ સાહેબનું મોઢું !

સુખે દુઃખે ઢાકા જેલમાં જેલ–જીવન ગાળવા લાગ્યા. આ તરફ કેસ ચાલતો હતો. કોન્સલ મી. સી. આર. દાસ, શ્રીશબાબુ વકીલ વગેરે જ્યારે હાકેમને કેસ સમજાવવામાં પ્રવૃત થયા હોય ત્યારે પાંજરામાં આરોપીઓ કોઇ કોઇ વખત મેંદાના લોટને કેળવી ગાર્થ સાહેબનું મોઢું ઘડી કાઢે! જે સાહેબનું મોઢું જેટલું કદરૂપુ તેટલું તે ઘડવામાં સહેલું પડતું.

એક દિવસ કોર્ટમાં મી. આપટન અને મી. ગાર્થની મૂર્તિ (મોઢાંજ માત્ર) તદ્દન આબેહુબ ઘડવામાં આવ્યાં હતાં. શ્રીશબાબુએ લઇ જઇ સાહેબને બતાવ્યા–સાહેબ કંઇક હસ્યા તો ખરા, પણ મનમાં સમજ્યા કે મશ્કરી કરી છે. શ્રીશબાબુ ધીમેથી કહી ગયા કે જેમ એમનાં મોઢાં બનાવ્યા છે તેમ મી. દાસનુ મોઢું પણ ઘડો. એમ કરશો તોજ એ લોકોના મનમાં કંઇ નહિ આવે. શ્રીશબાબુના કહેવા મુજબ આરોપીઓએ પ્રયત્ન પણ કર્યો, પણ મોઢાં બનાવનારો "શીલ્પી" બોલ્યો: "સુંદર ચહેરો બરાબર ઘડી શકાતો નથી. કોઇ જગ્યાએ કંઇક કુરૂપતા ન હોય તો બરાબર ધ્યાન રહેતું નથી. આ રીતે અદાલતમાં દિવસ જતા.

## યોગ સાધના.

જેલમાં જઇને ઘણાઓએ યોગ સાધનાજ કરવા માંડી–એમાંના બે જણ તો પાછળથી ખરેખર સંસાર ત્યાગ કરી સન્યાસ લીધો છે, અક્ષય કે જેને બધા "લોખંડ" (Iron) કહીને બોલાવતા, તેણે તો જેલમાંથીજ ત્યાગ, સાધના વગેરેથી ભવિષ્યના જીવનનો આભાસ આપ્યો હતો હાલમાં તે સર્વત્યાગી સાધુ થઇ ગયો છે.

## એપ્રુવર ના મળે!

કાવતરા કેસમાં એક જાણીતો "એપ્રુવર" તાજ તરફનો સાક્ષી થઇ બેસતો–સરકાર પક્ષનો મોટો આધાર તેના ઉપરજ હોય છે. ઢાકાના કેસમાં સરકારને કોઇ એપ્રુવર મળ્યો નહિ, પરંતુ પ્રાણાયમ વગેરે કરવાથી એક જણ વિકૃત મનનો થઇ પડયો હતો. તેણેજ મુકદ્દમો પૂરો થયા બાદ કેટલીક અસંબદ્ધ વાતો કરી નાખી, પણ તે અદાલતમાં માન્ય ન થઇ. કારણ તે વખતે કેસ પુરો થયો હતો અને તે ઉપરાંત તે મનુષ્ય આત્મહત્યા કરવા તૈયાર થયેલો હોવાથી જેલના સત્તાવાળાઓને તેને ઉન્માદ તરીકે કબુલ કરવાની ફરજ પડી હતી.

# પ્રકરણ ૯ મું.

## ક્રાન્તિ અને ધર્મ

સરકારે એ દિવસમાંજ જોયું કે કાવતરા કેસ ચલાવીને પણ ક્રાન્તિવાદીઓને ખાસ કંઇ કરી શકાયુ નહિ કેટલાકને સજા થઇ ખરી, પણ દેશમાં ક્રાન્તિના પૂર તો કાયમજ રહ્યાં. ઢાકાના કેસ વખતે પણ ઇન્સ્પેકટરના ઉપર ગોળી છૂટી, મુનશીગંજમાં બોમ્બ ફુટયો વિક્રમપુરમાં કેટલાંક ખુન થયાં, કેટલાંક હથીઆરો પકડાયાં, કેટલીક રાજનૈતિક લુંટ અને ધાડ પણ થઇ. નેતાઓને ગીરફતાર કરવાથી ક્રાન્તિનો જુવાળ ઓસર્યો નથી એ સરકારને તરતજ સમજાયું.

## એ જટીલ, સીમાહીન પંથ!

આગેવાનો કારાવાસમાં ગયા, કોઈ કોઇ ખરી પણ ગયા છતાં દેશમાં ક્રાન્તિનો પ્રવાહ તો ચાલુજ રહ્યો. બંગ નૌજવાનોની આશા આકાંક્ષા, ઇચ્છા બધુંય ક્રાન્તિમુખી [illegible] આ ક્રાન્તિ શી રીતે પાર પાડવી તેની કલ્પના સાધારણ સભ્યો તો ઠીક પણ મુખ્ય કાર્યકર્તાઓ માટે પણ મુશ્કેલ હતી. છતાં એ ક્રાન્તિને નામે, એ જટીલ, કઠણ, સીમાહીન પંથમાં બધાંય પગલાં માંડવા માંડયા. આટલી મુશ્કેલી છતાંએ નવા કર્મચારીનો અભાવ ન હતો—અયોગ્યની સાથે યોગ્ય માણસો પણ બહાર આવતા—દળવૃદ્ધિ સારી કહો કે ન કહો પણ આ પંથના પથિકો તો મળી રહેતા, એજ વિશિષ્ટતા છે.

તેનું પણ ખાસ કારણ છે. બંગાળમાં કોઇ ખાસ વ્યકિતનેજ

કેન્દ્ર માનીને આ જાગૃતી આવી ન હતી. જો તેમજ હોતતો આ નેતાઓ ક્ષેત્રમાંથી દૂર થતાં કુદરતી રીતેજ આ ચળવળ ઉપર પડદો પડયો હોત.

## મતભેદ.

૧૯૧૦ની સાલથી ક્રાન્તિવાદીઓમાં કેટલોક મતભેદ પડયો હતો. આદર્શ સબંધી કંઇક સમજુતી ચાલતી હતી. ઘણાઓ "આ પંથથી કંઇ વળવાનુ નથી" કહી ખસી જવા લાગ્યા-કોઇ કહે કે સ્ત્રી શિક્ષણ વિના ઊન્નતિ નથી-કોઇ કહે જાતી ભેદ ટળ્યા વિના કંઇ વળવાનુ નથી કોઇ વળી કહે કે લોકોમાં કેળવણીજ નથી-કેળવણી વિના આપણો ભાવાર્થ પણ કોણ સમજે ? તો કોઇ વળી કહે કે આ દેશજ ધર્મ ઉપર રચાએલો હોવાથી ધાર્મિક ચળવળ મારફતેજ કામ લેવાથી કંઇક વળશે. આમ "કપાળે કપાળે જુદી મતી" હોવાથી ઘણાઓએ દળ છોડયું.

## માતાઓનાં દુઃખ !

ક્રાન્તિવાદીઓનાં દુઃખ કષ્ટને સહાનુભૂતિ યા પ્રશંસાની દૃષ્ટિથી જોવાનો અવસર તેમનાં આત્મીયજનને પણ ન મળતો. ગર્ભમાં પોષનારી મા પણ કાંતો રડતીજ, તે પણ મુંગે મોઢે ડસડસીને પુત્રે શું કર્યુ તે તો તે પણ જાણતી નહિ છોકરાના દુઃખની વાત પણ તે કરી શકતી નહીં મહોલ્લાના અમુક માણસો કહેતાકે છોકરાએ (ડાકાતી) લુંટફાટ કરી છે. માને શાંન્તવનનો કશો આધાર ન હતો. ક્રાન્તિવાદીઓની માતાનાં દુઃખ કેવી રીતે કલ્પાય ? મા જાણે કે પુત્ર અનિન્દનીય છે, પણ તે મુંગે મોઢે સમજે. બોલી બતાવવાનું હતુંજ

નહિ દેશવાસીઓ માતાને જઇને કહેતા નહિ કે તમારો પુત્ર દેશને માટે દુઃખ સહન કરે છે. તમારે તો આનંદનો દિવસ કહેવાય! (જે સમયની આ વાત છે તે વખતે દેશની સ્થિતિ એવીજ હતી) ક્રાન્તિવાદીઓની સાથે તેમની જનનીઓએ ઓછાં દુઃખ સહન કર્યાં નથી. છતાં અનેક જનનીઓએ પુત્રને પાછો મેળવ્યા પછી તેને ઘરમાંજ રોકી રાખવાનું ઇષ્ટ ધાર્યું નથી. ફરી પાછો પુત્ર જ્યારે ક્રાન્તિનો ઝુંડો ફરકાવવા ઝંપલાવે ત્યારે તેજ માતા તેને મંગળ આશીર્વાદ આપે છે! આવી કઠણ હૈયાની માતાઓની સંખ્યા થોડી જ હોય છે.

## અપુર્વ આત્મશ્રદ્ધા.

ક્રાન્તિવાદીઓ અનેક રીતે પોતાના દળમાં ભરતી કરવા પ્રવૃત થયા. કાં આજ કાં કાલ પણ સશસ્ત્ર બળવો જગાવવોજ પડશે એ આશાથી તેઓ દળને કાયમ નીભાવવા તૈયાર થયા. આમ કરવામાં નાણાંની જરૂર પડે તે માટે યોગ્ય લાગે ત્યારે ધાડ પાડી લુંટ કરવામાં આવતી. જાહેર થઈ જવાનો સંભવ હોય તો ખુન પણ કરવાં પડે. પરંતુ જાહેર બળવાનો દિવસ કયારે આવશે તે તેઓ ચોક્કસ જાણતા ન હતા—છતાં તેમનામાં આશા હતી.

ઘણા ક્રાન્તિવાદીઓ તેમના દળમાંથી ખસી જતા, પણ તેમની આત્મશ્રધ્ધા અપૂર્વ હતી—તેમનો અપૂર્વ ત્યાગ અને કર્મ જોઇ ઘણાય નૌજવાનો તેમને સાથ આપવા આવીને ઉભા રહેતા એ

રીતે દળ મજબુત થતું. ક્રાન્તિવાદીઓને બહારથી કોઇએ બળ આપ્યું નથી. તેમણે તો પોતાની મેળેજ પ્રેરણાઓ મેળવી છે.

## ધર્મ અને સાહિત્ય.

મનુષ્ય ખરા દીલથી જેની ઇચ્છા કરે છે તેને અનુકુળ વાતાવરણ કરવા માટે તે ખુબ વ્યાકુળ બની તેમાં લીન થઇ જાય છે. ક્રાન્તિવાદીઓ પણ ધર્મ, સાહિત્ય, સમાજ બધાયને પોતાના કાર્યને અનુકુળ કરી લઇ તે મુજબ સમજતા અથવા સમજાવવાનો યત્ન કરતા ગીતા, ચંડી, રામાયણ, મહાભારત, વગેરેને ક્રાન્તિવાદીઓ કંઇ જુદાજ અર્થમાં સમજતા. મહાભારતનો આપદ્ધર્મ, મહર્ષિ વિશ્વામિત્રનું ક્ષત્રીય રામને આહવાન. તેમને નૂતનધર્મની સુચના કરતાં રવિન્દ્રનાથ નું એક ગાન છેઃ

"લેગે છે અમલ ધવલ પાલે મન્દ મધુર હાઉઆ !"

કવિએ શા ઉદ્દેશથી આ ગાન લખ્યું તે તો કવિજ કહી શકે, પણ ક્રાન્તિવાદીઓ એ ગાનમાં પણ પોતાની હાક સાંભળતા–કદાચ કોઇ સાંભળીને આશ્ચર્ય પામશે પણ કોઇ કોઇ ક્રાન્તિવાદીઓને મોઢે એનો એવો અર્થ સાંભળ્યો છે કે રવિન્દ્રનાથે આ ગાન લખ્યું હતું નૂતન બંગાળના આ નવીન પથને લક્ષ્ય કરીને.

વિવેકાનંદ ભૂદેવ અને બંકીમચંદ્રના સાહિત્યમાંથી ક્રાન્તિવાદીઓને જાતીયતાનું સંધાન ખાસ કરીને મળતું, જે ક્રાન્તિવાદી સારૂ લખતાં વાંચતાં ન જાણે, તે પણ દેશના અનેક ઇતિહાસ અને વિદેશની

અનેક ક્રાન્તની ખબર રાખતો. આ વિષયમાં તેઓનું જ્ઞાન સાધારણ શિક્ષિત કરતાં પણ ઘણું વધારે હતું. તેમના પુસ્તકમાં સામાન્ય રીતે દેશ વિદેશનો ઇતિહાસ, વિપ્લવવાદીઓનાં જીવન, બળવાખોર સાહિત્ય, યુદ્ધના વર્ણનનાં પુસ્તકો, કર્મવીરો અને ત્યાગીઓનાં જીવન વગેરેનો સમાવેશ થતો. એક તરફ ગીતા, ઉપનિષદ્ અને બીજી તરફ રશિઅન ક્રાન્તિનો ઇતિહાસ!

## નિર્મળ ચારિત્ર્ય.

ચારિત્ર્ય નિર્મળ રાખવું એ તેમનું ખાસ કર્તવ્ય લેખાતું. કોઇનું ચારિત્ર્ય શંકા પડતું લાગે તેને ક્રાન્તિ–દળમાં સ્થાન મળેજ નહિ. એટલુંજ નહિ પણ નૈતિકપતનને માટે ક્રાન્તિવાદીઓ પોતાના દળના લોકો ઉપર સજા ફરમાવતાં પણ ચુકતાં નહિ. "In January 1917, revolutionary was murdered by his comrades at Serajganj......on a charge of immorality"— "(Sedition comittee's report) સને ૧૯૧૭ના જાન્યુઆરી માં સીરાજગંજમાં એક ક્રાન્તિવાદીને અનીતિના આરોપસર તેના સાથીઓએ મારી નાખ્યો હતો. (સીડીશન કમીટીનો રીપોર્ટ)

# પ્રકરણ ૧૦ મુ.

## કાર્યોનો પરિચય.

અગાઉના પ્રકરણમાં ક્રાન્તિવાદીઓના મતભેદની વાત જણાવી છે. ઘણાઓ તેમને છોડીને ચાલ્યા ગયા તે પણ જણાવ્યુ છે. જેઓ રહ્યા તેમણે ગુપ્તપણે રહેવા માંડયું. માત્ર પોલીસજ નહિ, પણ જેઓ જુના મિત્રો હોવા છતાં ત્યજી ગયા હતા તેમનાથી પણ તેઓ છુપાવીને ચાલવા લાગ્યા કોઇને ખાસ નેતા તરીકે સ્થાપતા નહિ પણ "ડીસીપ્લીન" બરાબર જળવાતુ હતુ.

૧૯૧૧ ની વાત છે. રાત ઘણી ગઇ હતી. એક નિર્જન મેદાનમાં બે માણસો બેઠા હતા. ગુપચુપ એકજણ આમતેમ જોતો આવ્યો. આમ બધાય આવ્યા. બહાર ચોકી કરવા બે જણને નિયુકત કરી ભવિષ્યના કર્મ-પથ વિષે વાદવિવાદ ચાલ્યો. કોને માથે કયી જોખમદારી નાખવી તે નક્કી થયુ. કોણ ઘર છોડીને આવ્યુ છે, કયા કર્મીદ્વારા કયુ કામ થઇ શકશે, કોના ઉપર કેટલા ત્યાગની આશા રાખી શકાય, બંગાળના કયા ગામની કયી સ્કુલમાં કયો છોકરો કેવા પ્રકારનો-માનસનો-છે તે બધાની ખબર રખાતી. પ્રત્યેક એક બીજાને ચહાતા. એકબીજાને માટે જાનફેસાની કરવા પણ તૈયાર રહેતા. પણ જો કોઇ પોતાના ચારિત્ર્યને ડાગ લગાડનારૂ કાર્ય કરે તો એ પ્રીતિ ક્રોધના રૂપમાં ફેરવાઇ જતી. તેમનાં કોમળ હ્રદય વજ્રના જેવાં કઠોર બની જતાં.

## પ્રતિજ્ઞા.

જે કોઇ દળમાં નવુ દાખલ થાય તેની પાસે કેટલીક પ્રતિજ્ઞાઓ કરાવવામાં આવતી, જેનો સાર માત્ર નીચે આપ્યો છે:–

૧ સમિતિથી કદી પણ છુટો નહિ પડુ.

૨ ચરિત્ર નિર્મળ અને પવિત્ર રાખીશ.

૩ જ્યાં સુધી માતૃભૂમિ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી સુખભોગથી દૂર રહીશ.

૪ દેશને માટે સર્વ પ્રકારનો ત્યાગ કરવા તૈયાર રહીશ.

૫ કેફી ચીજોનુ વ્યસન નહિ રાખુ.

૬ પ્રભુના સોગન ખાઇ કહું છું કે કદી પણ વિશ્વાસઘાત નહિ કરૂ, ત્યાગ કરવામાં પાછો નહિ પડુ. એ ઘૃણા, લજ્જા તથા ભયનો ત્યાગ કરી સમિતિના મંગળ માટે તૈયાર રહીશ.

આવાં પતિજ્ઞા પત્રો કંઇ બધેય ન હતા. સમયાનૂસાર તેમાં યોગ્ય ફેરફાર પણ કરવામાં આવતો. કોઇ પ્રતિજ્ઞાનો વધારો ઘટાડો થાય, પણ તેનો ભાવાર્થ ઉપર મુજબ હોય. બંકિમચંદ્રે "આનંદ-મઠ"માં જે ઝમકાર પ્રતિજ્ઞાનો નમુનો દેખાડયો છે, તેનુજ અનુકરણ વિપ્લવવાદીઓએ કર્યુ હતુ એમાં સન્દેહ નથી.

## ગમે તે રીતે સરકાર અસંભવ કરી નાખવી.

અત્રે એક વાત જણાવવી આવશ્યક છે, તે એ કે તેમની પ્રથમ પ્રવૃત્તિઓને ક્રાન્તિ (revolution)નું નામ આપી શકાય નહિ તે

વખતે તેમનો એકજ મુદ્દો હતો. " Any how to render Government impossible " અર્થાત્ ગમે તે રીતે સરકારને અસંભવ કરી મૂકવી. એક પક્ષ બોયકોટદ્વારા પ્રયત્ન કરતો, તેમ વિપ્લવવાદીઓ દેશમાં અરાજકતા ફેલાવી તે દ્વારા પ્રયત્ન કરતા. આ બધા મુદ્દાથી લાટ સાહેબની ટ્રેન ઉડાવવાનાં અને સરકારી અમલદારોના જીવન ઉપર કાવતરાં રચાતાં.

## બીજો ઉદ્દેશ.

આ ઉપરાંત એક પ્રકારનો ભય ફેલાવવાનો પણ તેમનો ઉદ્દેશ હતો. ઘણા જાણુતા હતા કે એકાદ બે જણને મારવાથી તેમની જગ્યાએ બીજા દશ જણ આવશે તો ખરાજ, અને તેથી તેઓ મનુષ્યને મારવામાં આનંદ લેતા નહિ. પણ આવા દેખાવો ( demonstrations ) કરવામાં તેમનો ઇરાદો એ હતો કે તેમના અસ્તિત્વ બાબત દેશવાસીઓને સંદેહ ન થાય.

## માણસ, પૈસો અને હથીઆર.

આ સમયથીજ વિપ્લવાદીઓએ anarchism છોડી દીધું તેમણે ક્રાન્તિનોજ માર્ગ પકડયો. જે શસ્ત્રો તેમણે એકઠાં કર્યાં હતાં તેનાથી દેશમાં બહુ બહુ તો એક પ્રકારની અરાજકતાજ ફેલાવી શકાય, પણ તે તો પ્રચંડ બ્રીટીશ રાષ્ટ્ર આગળ એક બાળકની રમત જેવું હતું, એમ તેઓ સમજતા હતા. તેમનો ભરોસો માત્ર દેશી સૈન્ય અને વિદેશની મદદ. આથી જેમ વિદેશની એટલે જર્મનીની સહાયતા જેમ આખરમાં એકાએક આવી મળી હતી, તેમ તે વખતે

થયું નહિ. છતાં વિદેશમાં કંઇક કરવાનો વિચાર તે વખતથીજ બંગાળના ક્રાન્તિવાદીઓના મનમાં દાખલ થયો હતો. તેમણે પોતાના દળમાંથી કેટલાક માણસોને વિદેશ મોકલ્યા હતા, જો કે આ પહેલાંય વિદેશમાં તો ક્રાન્તિવાદી ભારતવાસીઓ હતાજ, પરંતુ તેમને તેમને દેશ સાથે સંબંધ ન રહેવાને લીધે અને વિદેશમાં સ્વાતંત્ર્યતાના વાતાવરણમાં રહેવાને લીધે માતૃભૂમિની ખરી સ્થિતિ સમજી શકતા નહિ. હિન્દની જે બધી જાતોમાંથી મુખ્ય કરીને દેશીય સૈન્ય ભરતી કરવામાં આવે છે તેમના તરફ બંગાળના ક્રાન્તિવાદીઓની નજર ગઇ. આ દેશી લશ્કરમાં ક્રાન્તિવાદીઓએ કેટલું કામ કર્યું હતું તે તે પાછળથી જણાશે. ૧૯૧૪ ની સાલમાં દેશી લશ્કર અને વિદેશની મદદ તેમને શી રીતે મળી તે આગળ કહેવાશે. અહીં માત્ર એટલુંજ યાદ રાખવાની જરૂર છે કે ક્રાન્તિવાદીઓએ આ વખતથીજ તેમના તરફ નજર રાખવા માંડી હતી, અને પોતાના દળમાં ભરતી કરવા માટે man, money and ammunition માણસ, પૈસો અને હથીઆર ભેગાં કરવા તરફજ લક્ષ આપ્યું. તેમનો ઉદ્દેશ એ હતો કે પોતાના દળના દેખાવો demonstrations થી લોકોનાં મન એવાં કરી નાખવાં કે જરૂર પડયે તેઓ પણ ક્રાન્તિની પડખે ઉભા રહે. ક્રાન્તિવાદીઓને એ પણ વિશ્વાસ હતો કે એવો સમય આવે અને હથીઆર મેળવીને આપવાથી સાધારણ લોકો પણ ક્રાન્તિમાં જોડાશે. પરંતુ ક્રાન્તિને ધીમે ધીમે ફેલાવવા જે કાર્ય કુશળતાની જરૂર કેટલાક માણસોમાં હોવી જોઇએ તેવા માણસો મેળવવાની તરફજ ક્રાન્તિવાદીઓએ ધ્યાન આપ્યું હતું. એવું દળ ઉભુ કરવા જે નાણાંની જરૂર પડે તેને પહોંચી વળતા તેઓ ગમે તે ઉપાયો યોજના એ માર્ગમાં જે આડા આવે તેમને હમેશને માટે દૂરજ કરવામાં આવતા.

# પ્રકરણ ૧૧ મું

## ગુપ્ત અજ્ઞાત જીવન.

૧૯૧૧ થી ૧૯૧૪ સુધી ક્રાન્તિવાદીઓ દળ વૃદ્ધિ, પૈસા અને શસ્ત્રો એકઠાં કરતા ગયા. ધાડ અને લુંટ તથા ખુનની બાબતમાં પણ તેમનાં સાહસો વધતાં જતાં હતાં. પોલીસની નજર ચુકવી કામ કરવું પડે તેથી ઘણાઓએ ઘરબારનો ત્યાગ કર્યો હતો. જે જેલમાંથી છૂટે તે પણ એવીજ રીતે ગુપ્ત રહીને કાર્ય કરે.

## ક્યાં જઇશું?

ઘરબારની માયા તો હવે ઘણાએ ત્યાગી હતી. જેલ ભોગવીને આવ્યા પછી બેચાર દિવસ તો સગાં વહાલાં અને મિત્રોની વચ્ચે રહેવાનું મન થાય–પણ આ લોકો તો અજબ હતા. એક દૃષ્ટાંત આપીશું. બે ક્રાન્તિવાદીઓ કેટલાક વરસ જેલ ભોગવી આજ બહાર આવ્યા. જેલનો દરવાજો ખુલી ગયો. બહાર આવી તેઓએ ચારે બાજુએ જોઇ સીધા ચાલવા માંડયું. ત્યાં ન કોઇ સગુ હાજર કે ન કોઇ મિત્ર હાજર. બેય જણ વાતો કરતા આગળ ચાલ્યા:

"ક્યાં જઇશું ભાઇ?"

"ક્યાં જઇએ? હુ—બાબુને ઘેર જવું નથી. પેસવાય ન દે. બિ——ના મેસમાંય નથી જવું. નાહક છોકરાંઓ "કલંકિત" બને."

"પણ એક વખત ગમે ત્યાં જઇને બધા સમાચાર તો મેળવવા પડશે ને? ચાલ, સ—ને ત્યાં જઇએ ત્યાં જતાં કંઇક ખબર મળશે, અને ત્યાં પોલીસનો પણ એટલો ભય નથી."

થયું પણ તેમજ.

× × × ×

શહેરના એક મકાનના અમુક ભાગમાં આ બે ક્રાન્તિવાદીઓ બીજા બે ત્રણ જણ સાથે વાતચિત કરતા હતા. એટલામાં તેમણે ભવિષ્યનું કામ નકકી કરી લીધું. આમાંનો એક જણ પાછો ઘેર જવા ઇચ્છતો ન હતો. તેણે કહ્યું: હું ઘેર જઇશ તો ઠીક નહિ થાય. ઘરના લોકો મને અસ્થિર કરી મૂકશે. મને લગ્ન કરવા દબાણ કરશે. કયાંય જવા નહિ દે. અને પોલીસ પણ જાપ્તો રાખ્યા કરશે. મારી ઇચ્છા છે કે અહીંજ ગુપ્તપણે રહું. આજે તક છે, કારણ આજે જોયું કે પોલીસ પાછળ લાગી નથી. કદાચ તે ધારતી હશે કે ઘેર તો જશેજ. ત્યાંથી જ પીછો પકડાશે. અને દેશની જે અવસ્થા છે તેમાં જાહેર રીતે તો કામ કરવું અશકયજ છે.

બન્ધુઓએ કહ્યું: "ના, એક વખત ઘેર જા (ઘેર બુઢ્ઢી મા છે તે ઇશારામાં સમજાવ્યું.)

જે જેલમૂકત વ્યકિતએ હસીને કહ્યું. "ઠીક છે. માની સાથે મુલાકાત એક વખત થશે."

પછી એજ નકકી થયું. બીજી વ્યકિત પણ તે વખતે તો ઘેરજ ગઇ. પણ તેણે જાહેર રહીને ગુપ્ત પંથનાં પથીકોને સાથ આપ્યો.

## ધાડ અને લુંટ

ક્રાન્તિવાદીઓમાં એક બીજાને પણ મતભેદ પડયો હતો. ધાડ

પાડી લુંટ ચલાવી નાણાં એકઠાં કરવાં કે નહિ તે વિષે તેઓ એકમત થઇ શકતા ન હતા. દેશબંધુઓનું નાણું અને તે આ રીતે લેવું એ ઘણાઓને અન્યાય જેવું લાગ્યું,–"આટલું આટલું કરીને આખરે પણ આવું ધૃણીત કાર્ય ! લોકો વળી ચોર, લુંટારા અને ધાડપાડુ કહે તે ?" આવી શંકા ઘણાઓના હૃદયમાં થવા લાગી. ઘણા આ કારણને લીધે ક્રાન્તિદળ ત્યાગ કરવા લાગ્યા. ફના થઇ જવાની ધગશવાળા નૌજવાનોની દળમાં ખોટ ન હતી, પણ આ નીતિનો પ્રશ્ન તેઓને મુંઝવી રહ્યો હતો. તેથી આ પંથના પથિકો અનેક પ્રકારની નવી નીતિ "પુરાતન" નીતિમાંથીજ સંગ્રહિત કરવામાં આવ્યો.

## પ્રશંસાની ભૂખ

જેઓ અત્યંત સારા માણસો હોય, જેઓ દેશની સેવાજ કરવા ઇચ્છતા હોય તેઓમાં પણ પ્રશંસાની ભૂખ હોય છે. પોતાનાં કાર્યોની પ્રશંસા વર્તમાન પત્રોમાં થાય એમ તેઓ ઇચ્છી રહ્યા છે. મનુષ્યનો આ સ્વભાવ છે. પણ ક્રાન્તિવાદીઓ કોઇનામાં પ્રશંસાની ભૂખ જાગવા દેતા નહિ. તેઓ બરાબર સમજ્યા કે તેમ થવાથી તેઓ પ્રશંસાના લોભમાં પલટાઇ જઇ જાહેર રીતે દેશનાં કાર્યો આદરશે પણ ક્રાતિના દુર્ગમ, નિષ્ઠુર, નિર્જન ગુપ્ત પ્રવાહમાં આવશે નહિ.

આ બાબતમાં એક દાખલો બસ થશે. તે વખતે જ્યારે વર્ધમાન (બર્દવાન) માં રેલ આવી ત્યારે બંગયુવાનો ત્યાં ગયા હતા, ત્યારે

ક્રાન્તિવાદીઓ પણ ભિન્ન ભિન્ન દળમાંથી ત્યાં હાજર થઇ ગયા હતા. ક્રાન્તિવાદીઓ સાથે તેમના અનુગત બાળકો પણ (જે તેમની ભવિષ્યની આશારૂપ હતા તે) ગયા હતા. તેમની દ્રઢતા, કષ્ટ સહન કરવાની આતુરતા અને સંઘબદ્ધ ભાવ જોઇ માત્ર દેશનાજ લોકો નહિ, પણ લાટ સાહેબે તેમને ધન્યવાદ આપ્યો હતો. આમ જ્યારે પ્રશંસાના સૂર ચોમેરથી સંભળાવા લાગ્યા ત્યારે એક વિશિષ્ટ ક્રાન્તિવાદીએ કહ્યું.

" છોકરાઓને રેલવાળા સ્થળેથી પાછા લઇ આવો. યોગી જેમ આશ્ચર્ય મેળવતાં તપ સાધનાને વહેતાં મૂકે છે તેમ આ કર્મવીરો પ્રશંસા અને વાહવાથી ફુલાઇ પોતાનો પથ મુકી જશે. આપણા અખ્યાત, અજ્ઞાત, પ્રવાહમાં પછી તેઓ આવવા નહિ ઇચ્છે. આવાં સ્થળોએ હવે છોકરાઓને મોકલવા ઇષ્ટ નથી. બેચાર ક્રાન્તિવાદીઓ આવા ઠેકાણે જઇ શકે. સાધારણ છોકરાઓને એ દીશામાં—એ પ્રલોભનમાં મૂકવા તે પણ યોગ્ય નથી.

અંતે નક્કી પણ તેમજ થયું. એ ભાગમાં પ્રશંસા ન હતી. જાહેરમાં આવવાનો મોકો નહોતો. બધુ ગુપ્તપણેજ કરવુ પડતું. એ બધું હોવા છતાં યુવાનો આ ગુપ્ત પ્રવાહમાંજ ઝંપલાવે, જાહેરના કોઇ આકર્ષણમાં ન પડે તે માટે એવીજ યુક્તિ અને દલીલોની વાતો તેમને સંભળાવવામાં આવતી, અને સાવચેતી રાખવામાં આવતી.

# પ્રકરણ ૧૨ મું.

## ધાડ અને લુંટ.

ક્રાન્તિવાદીઓમાં ધાડ અને લુંટના સંબંધમાં સંશય ઉભો થયો હતો તે આપણે અગાઉ જોઇ ગયા. સાધારણ માણસ પણ જાણે છે કે પારકુ ધન હરવું એ પાપ છે સમાજમાં જે ચોરી -લુંટફાટ કરે છે તેઓ ચારિત્ર્યહીન ગણાય છે એ પણ ચોકખું જ છે. છતાં બંગક્રાન્તિકારોએ એ પથેજ પગલાં માંડ્યાં હતાં !

## સંશય નિવારણ.

પણ ક્રાન્તિવાદીઓ ઘણાના સંશયનું નિવારણ પણ જુદી જ રીતે કરતા. તે સમજાવતા કે "ક્રાન્તિદળ યા Revolutionary party ઉભી રાખવી હોય તો હાલ એ બધુ ત્યાગવાથી ચાલશે નહિ. કામ કરવાની ઇચ્છા હોય તો કહો કે નાણું એકઠું કરવાનો બીજો કોઇ માર્ગ છે કે ?" આવી દલીલો રજુ કરવામાં આવતી.

પરંતુ ક્રાન્તિવાદીઓ સામે એક બીજી સમસ્યા આવીને ખડી થઇ. દેશ વાસીઓનો અણગમો ધાડ અને લુંટ પ્રત્યે દેશ-વાસીઓનો અણગમો છે એ તેમણે જોયુ. પણ બીજો ઉપાય જ ન હતો. આ બધા રૂપીઆ કંઇ તેમની પાસે રહ્યા ન હતા. કેસમાં બચાવ કરવા નાસી છુટેલા ગુન્હેગારોનું રક્ષણ કરવા તથા દળનો નિભાવ કરવામાંજ ખર્ચ થઇ જતો હતો.

## અદ્‌ભુત દલીલો.

ક—નામનો એક વશિષ્ટ ક્રાન્તિવાદી ખ—નામના એક કમીંની યુકિત–દલીલ કરે છે. ખ—નામનો શ્રીમંતનો પુત્ર હોઇ કોલેજનો વિદ્યાર્થી હતો. ક—તેને એક ઠેકાણે ધાડ અને લુંટ કરવાના ઇરાદાથી મોકલવા ઇચ્છતો હતો. જો કે લુંટ કરવામાં ખ—ની કંઇ ખાસ જરૂર તો હતી જ નહિ, પરન્તુ આજ તેને બોલાવવામાં આવ્યો હતો કારણ લુંટ અને ધાડ ખરાબ છે, એ તેના સંસ્કાર તોડી પાડવા માટે.

ખ—બીજું કોઇ પણ કાર્ય કરવા તૈયાર હતો. હથીઆરો ભેગાં કરવા, રાખવા, જરૂર પડે તો ખુન કરવા પણ આગળ આવતો ! પણ લુંટ અને ધાડ ? તેથી તે વિરૂદ્ધ હતો.

પછી તો ક—એ દલીલો રજુ કરવા માંડી. તેણે સમજાવ્યું કે આ ધાડ અને લુંટફાટ કંઇ પોતાને માટે નથી, વળી તે તેમ કરવામાં પાછો હઠે છે તેનું કારણ બીજું કંઇ નહિ પણ અભિમાન છે. હજુય તે સ્વંસ્વ ત્યાગ કરી શકયો નથી. નામ અને યશની આકાંક્ષા હજી પણ તેનામાં પ્રબળ છે, પણ જે નિસ્વાર્થ ભાવે જ નિંદાયુકત ધાડ અને લુંટફાટમાં સામેલ થાય તેજ ખરો કમીં. દેશનું કામ કરવા છતાં પણ દેશવાસીઓ તે ન જાણે અને કદાચ હલકી નજરે જુએ, તેમ છતાંય જે પાછું પગલું ન ભરે, તેની શકિત વધુ. તેનોજ ત્યાગ અપૂર્વ.

## પાપ પુણ્યનો પ્રશ્ન?

આ દલીલો રજુ કરવા છતાંય પાપ પૂણ્યનો પ્રશ્ન ઉઠતો. તે સામે પણ ક--નો દલીલ ભંડાર અખુટ હતો. તેણે ખ—ને "ભકતમાળ"નું એક ઉપાખ્યાન સંભળાવ્યું.

"તને ખબર છે કે શ્રી કૃષ્ણુની સેવા માટે એ ભકતે આનંદથી ચોરી કરી ઠાકોરની સેવાનાં ઉપકરણ ભેગાં કર્યાં હતાં! ભગવાનને માટે જો ધર્મ ત્યાગ ન કરી શકે તો ત્યાગ શાનો? દેશ સેવા એ તો ભગવત્ સેવા! વળી તને ખબર છે? એક ભક્ત શ્રી. કૃષ્ણુને નૈવેદ્ય ધરાવતા પહેલાં પોતે ચાખી જોતો. તે એમજ કહેતો કે હું ન ખાઉં તો મને શી રીતે ખાત્રી થાય કે પ્રભુને મુખે સારી વસ્તુ ગઇ છે? એનું નામ અપૂર્વ સેવા!"

ખ—નુ હૃદય પીગળ્યુ. તેણે પણ એ પંથેજ પગલાં માંડયાં.

### શરૂઆત.

બંગાળમાં ક્રાન્તિવાદનાં મંડાણ પછી થોડાજ દિવસમાં ધાડ અને લુંટ શરૂ થયાં હતાં. ૧૯૦૬ થી ૧૯૧૭ સુધીમાં આનું જોર બહુ હતું. સામાન્ય રીતે જળમાર્ગે અને સ્થળમાર્ગે ધાડ અને લુંટ કરવામાં આવતાં. ૧૯૧૫ માં મોટરદ્વારા ગાર્ડનરીચ અને બેલીઆઘાટા વગેરે સ્થાને જે લુંટ થઇ તે વળી નવીન પ્રકારે.

### ઝડતીનો નિયમ.

લુંટ કર્યા પછી અંદર અદર એક બીજાના શરીરની ઝડતી લેવાતી. ઘણા જણ ભેગા મળીને લુંટ ચલાવે. કોઇ નવા પણ દાખલ

થયા હોય. લુંટ થઇ ગયા પછી જે મુખ્ય આગેવાન હોય તે પ્રથમ બીજા પાસે પોતાની ઝડતી લેવડાવે, અને પછી પોતે દરેકની ઝડતી લઇ તપાસ કરે. આમ ઝડતી લેવડાવવામાં કોઇને ખરાબ લાગતુ નહિ. એ તો એક નિયમજ થઇ પડયો હતો. કારણુ તેમને ખાત્રી હતી કે જરા શીથીલતા થતાં ઘણાનાં મન કદાચ ફરી જાય.

## સ્ત્રીઓને ના અડકો!

લુંટ વખતે તેઓ સ્ત્રીઓના શરીરને હાથ અડકાડતા નહિ. એક વખત એક ઠેકાણે લુંટ થઇ બધા પૈસા એકત્ર કરતા હતા. જે ઘરમાં લુંટ ચાલતી હતી તેજ ઘરની એક સ્ત્રીના ગળામાં હાર હતો. તે જોઇ ને એક જણે તે હાર લેવા જેવો હાથ લંબાવ્યો કે તરતજ તેના ગાલ ઉપર એક તમાચો પડયો. એ તમાચાથી પેલો ક્રાન્તિવાદી તમ્મર ખાઇ નીચે પડયો. તમાચો મારનાર ક્રાન્તિવાદીએ પીસ્ટોલ ધરી કહ્યું. "ખુન કરીશ. તને સ્ત્રીને હાથ અડકાડવાનું કોણે કહ્યું?" બધાએ પેલાને ફીટકાર આપ્યો. વળી તેને સજા તો થઇજ, તે ઉપરાંત તેના ઉપર ચાંપતી દેખરેખ રાખવાનો હુકમ થયો અને જેણે તેને દાખલ કરાવ્યો હતો તેનો જવાબ પણ માગવામાં આવ્યો.

## મારૂ માથુ કાપીને લઇ જાઓ!

એક સ્થળે ધાડ પાડી લુંટ ચલાવવામાં આવતી હતી-ઘરની બ્હાર ગામના લોકો એકઠા થયા હતા. જેઓ અંદર હતા તે બધા પોતપોતાના કામમાં મશગુલ હતા. સમય વધુ ન હતો. અલ્પ સમયમાંજ બધુ કાર્ય સમેટી લેવાનુ હતુ.

અહીંથી પુષ્કળ દ્રવ્ય મળ્યું હતું. આગેવાનો વિચારતા હતા કે એ આવાં કાર્ય કરવાની જરૂરજ નહિ રહે. પરન્તુ અચાનક ધડાકો થયો અને સનનન કરતી ગોળી એક ક્રાન્તિવાદીની પીસ્તોલમાંથી છૂટી અને બીજા ક્રાન્તિવાદીને વીંધી નાખ્યો. ગોળી અચાનક કંઇ ધક્કો વાગવાથી છૂટી ગઇ હતી. ઘા કારમો હતો. નાણું બધું હાથમાં આવ્યું હતુ પણ તે દિવસનો કાર્યનો ભાર જેના હાથમાં હતો તેને વિપદ જણાઇ. ઘામાંથી લોહી વહ્યે જતુ હતું. ઘવાએલ વ્યકિતને એટલે દૂર ઉંચકી જવી એ ઘણું કઠણ હતુ. અગણિત રૂપીઆ અને આ મનુષ્ય–શી રીતે રક્ષા કરી શકાય? ઘવાએલ ક્રાન્તિવાદી મક્કમપણે બોલ્યો:

“એક ક્ષણનો પણ વિલંબ કરવા જેવો નથી. તમને આટલા પૈસા કદી નહિ મળે. તે મેળવતાં ઘણુ કષ્ટ ઉઠાવવુ પડશે. મારૂ માથુ કાપીને લઇ જાઓ. જલ્દી કરો.”

જે કરવાનું તે થોડી પળમાંજ નક્કી કરવાનુ હતુ. ઘાયલ ક્રાન્તિવાદી અવિચલિતપણે વારંવાર કહેવા લાગ્યો:

“વિચાર કરવાનો સમય નથી. પૈસાજ લઇ જાઓ. પણ ચ્હેરો જોશે તો ઓળખી જશે માટે જરૂર માથુ કાપીને લઇ જાઓ!”

પરંતુ આ પ્રશ્નનું નિરાકરણ કરવાનો ભાર જેને માથે હતો, તેણે કાર્ય બંધ કરવા એકદમ સીટી મારી. બધાએ હાથ પાછા ખેંચ્યા આગેવાને હુકમ કર્યો.

“પૈસા નહિ—માણુસ! બન્ને ઉપાડો!”

ધા ઉપર પાટા બાંધી તરતજ પેલાને ઉંચકીને બધા ચાલી નીકળ્યા. પૈસા સબંધી કોઇએ વિચાર ન કર્યો. રસ્તામાં અનેક મુશીબતો વેઠી તેને યોગ્ય સ્થળે લઇ જઇ તેની દવા માટે પણ ગુપ્તપણે બંદોબસ્ત કરવામાં આવ્યો—યંત્રવત્ પૈસા ભેગા કરવા જેઓ આવ્યા હતા તેઓ યંત્રવતજ એક ઇશારામાં પૈસાના ઢગલાનો ત્યાગ કરી નાઠા—ક્રાન્તિવાદીઓએ કરેલી ઘણી લુંટફાટમાં આવી discipline જણાઇ આવે છે.

## વિશેષત્વ.

૧૯૦૮માં બારહાની ધાડ અને લુંટમાંજ સૌથી પ્રથમ ક્રાન્તિવાદીઓનું વિશેષત્વ જણાઇ આવ્યું. એ ધાડ અને લુંટના સમાચારે બંગાળી નૌજવાનોના વિપ્લવી મનને "આનંદ મઠ" વાળી લુંટનો રંગ ચઢાવી દીધો—આટલા બધા માણસો હથીઆરોથી સજ્જ થઇ લાંબો માર્ગ નૌકા વડે કાપી આવ્યા—પોલીસના સઘળા પ્રયત્નો ધુળમાં મેળવી દઇ સો માઇલનો જળમાર્ગ કાપી કોણ કયાં છુપાઇ ગયુ તે કોઇનેય ખબર ન પડી.

## બીજો દાખલો.

અમુક દિવસે, અમુક સમયે ચોક્કસ નદીને તીરે કેટલાક લોકો મુંગા મુંગા આવીને નૌકામાં ચઢયા—હોડીવાળા ખારવા પણ તૈયારજ હતા—નૌકા ચાલી—એક દિવસ, બે દિવસ એમ સાત આઠ દિવસ આમ તેમ, નદીમાંથી નહેરમાં અને નહેરમાંથી નદીમાં નૌકા ફરવા લાગી જુદા જુદા ઠેકાણેથી પહેલેથી નક્કી કર્યા મુજબ બેચાર જણ

નૌકામાં આવવા લાગ્યા—એ રીતે કોઇ વખત સીધા તો કોઇ વખત વક્રગતિમાં ખારવાઓ નૌકા ચલાવવા લાગ્યા—કહેવાની જરૂર નથી કે આ ખારવાઓ હતા બધા ક્રાન્તિવાદીઓ—એમના ચ્હેરા, હલન ચલન બધુંય ખારવાઓ જેવુંજ હતું. જીંદગીમાં જે તમાકુ ન ખાતો હોય તેપણ નૌકાનો ખારવો બની સાધારણ ખારવાની માફક તમાકુ ખાવાનો આબાદ અભિનય કરતો. ઠેકાણે ઠેકાણે પૂછાતા પ્રશ્નોના જવાબ પણ આ ખારવાઓજ આપતા. ક્રાન્તિવાદીઓમાંનાજ કેટલાક ઉતારૂઓ બનીને આવી બેઠા હતા. નદીમાં જળ પોલીસ હતી. નાકે નાકે નૌકામાં તેમનાં થાણાં હતાં. અહીં તહીં પોલીસની લોંચ નિયમસર ફરતી નજર રાખતી. દરેક નાકે તપાસ થતી. નૌકામાં સ્ત્રી હોય હોય તોપણ છુટકો ન થાય. વળી કોઇ નૌકા નાકા ઉપર ન આવતાં બીજી દીશામાં જાય છે. એમ જોતાંજ તેને અટકાવવામાં આવતી. તપાસ થતી અને નામઠામ લખી લેવાતાં. આ બધાં વિઘ્નોને ઉલ્લંઘી હથીઆરો સમેત આઠ દસ દિવસે (કોઇ વખત તેથી પણ વધારે) એ નૌકા પથેજ નિયુક્ત સ્થળે પહોંચતા. ક્રાન્તિ વાદીઓમાં ઘણાય નૌકા પરિચાલનમાં સુદક્ષ ખારવા જેવાજ હતા. અલબત! આ માટે રીતસર અભ્યાસ કરવો પડયો હતો. સાધારણ ક્રાન્તિવાદીઓ તાપ તડકો કે વરસાદ સહન કરવામાં અભ્યાસી હતા, ઘણી વખતે તો જવાને સ્થળે અનેક મુશીબતો હોવા છતાં નિશ્ચિત સમયે પહોંચી જવું પડતું. તેથી તીરવેગે નૌકા ચલાવવી પડતી. સમયના અભાવે ખાવાનો પણ હુકમ ન મળતો. ઘણાયના શરીરનો રંગ તાપ અને પરિશ્રમથી કાળો પડી જતો. તેમને જોતાં એમજ

લાગતું કે તેઓ ખરેખર ખારવાજ હશે. પરંતુ તેમાં શંકા ઉભી કરતી તેમજ ઉંમર. તેમાંના ઘણા યુવાનોજ હતા, તેથી શક પડતો. પણ તે તરફેય સાવધાન રહેવામાં કચાશ રાખી નહતી—નૌકા મારફતે ધાડ અને લુંટ કરવા જતી વખતે તો સહેલું લાગતું પણ ત્યાંથી પાછા ફરવું ખરેખર કઠણ હતું. કારણકે વખતે એક તરફ જતો પૈસો એક તરફ જતાં હથીઆર અને નદી માર્ગે જતાં ક્રાંતિવાદી લુંટ થયા પછી તો પોલીસનો જાપ્તો બહુ સખત રહેતો તેમની દૃષ્ટિ ચુકવી પૈસા અને માણસોને નિયુક્ત સ્થળે પહોંચાડવાં એ કંઇ ખાવાનો ખેલ ન હતો. દરેક જણ પોતાને સોંપાયલું કાર્ય ઘડીઆળના કાંટાની માફક ન કરે તો પકડાઇ જવાનો સંભવ ઘણોજ હતો.

## મુઠીમાં જીવ.

એક વખત સ્થળ માર્ગની એક લુંટ પછી એક આગેવાન ક્રાન્તિવાદીને પકડાઇ જવાનો સંભવ લાગવાથી એકાએક જવાની ગતી ફેરવવી પડી. એ ક્રાન્તિવાદી બે પૈસાના શેકેલા ચણા ખીસામાં નાંખી ૮૦ માઇલનો દુર્ગમ પથ ઓળંગી એક બન્ધુને ઘેર પાછલી રાત્રે જઇ પહોંચ્યો અને મુંગે મોંઢે બહારના ભાગમાં એક ચાકરની પાસે સુઇ રહ્યો! ચાકર સવારે જાગ્યો ત્યારે બાજુમાં ઉંઘતા પુરૂષને જોઇ અવાક બની ગયો. આ વળી કોણ? હોહા થતાં તે બન્ધુની માતાએ આવીને જોયું તો શ્રીમાન—તેની સાથે તો ઘણો ગાઢો પરિચય હતો, કયાંથી આવ્યો તે ન જાણતાં સમજી ગઇ ને તે ઘણો દૂરથી આવે છે, અને કામ વિના આવેજ નહિ. ક્રાન્તિવાદીઓની માતા—ભગિનિઓ (અલબત! બધાયની નહિ) ગુપ્તતા જાળવવામાં

નિપૂણ બની ગઇ હતી. કોઇ રાત્રે બે વાગે જઇને ઉભો રહે તો પણ પૂછે નહિ કે "કયાંથી આવ્યો?" પુત્રના જેવો સ્નેહ રાખી તેને જમાડતી અને તેની આગતા સ્વગતા કરતી, પણ તે કયાંથી આવ્યો છે, કયારે જવાનો છે વગેરે તેને પૂછતીજ નહિ. તે જાણતી કે અદ્દ-ભૂત અસ્વાભાવિકજ એમનું જીવન! તેઓ શું કરે છે તે કોઇ જાણે નહિ છતાં એટલું તો બધાં સમજે કે તેઓ દેશને માટેજ કંઇક કરે છે!

માએ કહ્યું "અંદર આવ–રાત્રે બીલકુલ બુમ કેમ ન મારી ગાંડા!" પેલાએ હસીને કહ્યું, "તમને કોણ ખલેલ પહોંચાડે? તેથીજ બહાર સુઇ રહેલો. જરા ગરમ પાણી કરી આપશો?'

માએ ગરમ પાણી તૈયાર કરી આપ્યું. તેનાથી પગે શેક કર્યો ત્યાર બાદ માએ પીરસેલો ભાત જમી, થોડો આરામ લઇ પાછો પોતાને રસ્તે પડયો.

એક જાણીતા બંગાળીએ કહ્યું છે કે "Revolutionaries were driven to dacoities–એ વાત સત્યજ છે. મોટા મોટા બેરીસ્ટરોની ફી આપવી તેમને ભારે થઇ પડતી.

# પ્રકરણ ૧૩ મું.

## ખુન

ક્રાન્તિવાદીઓએ ૧૯૧૪ ની સાલની આખરમાં કેવી રીતે હથીઆરો અને સૈન્ય સંગ્રહ કરી વિપ્લવ કરવાનો યત્ન કર્યો તે જણાવતા પહેલાં આપણે ધાડ અને લુટફાટની વાત કરી. એ ખુનની વાત પણ કાંઇ જણાવવી યોગ્ય થઇ પડશે.

## વેર અને આત્મ રક્ષા ખાતર!

તેમનું જેઓએ અહિત કર્યું હતુ તેમનો પીછો તેમણે સહજમાં છોડયો ન હતો. ૧૯૦૮ ની સાલના તણખા ૧૯૧૩–૧૪ ની સાલ સુધી સતેજ હતા વ્યક્તિગત પ્રતિહિંસા લેવાતી નહિ હોય, પણ સમષ્ટિગત હિસાબે પણ આ બધાં ખુનોમાં કેટલાંક પ્રતિહિંસારૂપ ન હતાં એમ તો નજ કહી શકાય. જેઓએ ક્રાન્તિવાદીઓને નુકશાન કર્યું હતુ. જેઓએ તેમની દ્રષ્ટિએ વિશ્વાસઘાત કર્યો હતો, તેમને શિક્ષા કરવાને માટે તેઓ ઘણા આતુર રહેતા. આત્મરક્ષા માટે પણ ખુન તો થતાંજ. બીજો મુદ્દો એ હતો કે આમ કરવાથી ભયની સૃષ્ટિ ઉત્પન્ન થશે, જેથી ક્રાન્તિવાદીઓના માર્ગમાં કોઇ આડે આવશે નહિ.

ક્રાન્તિવાદીઓના આડે આવનારનું ખુનજ થતુ. થોડો પણ વિરોધ કરનારનું ખુન કરવુ અને પ્રબળ વિરોધનુ પણ ખુન કરવુ એજ તેમનો મુદ્દો હતો, કારણકે બે ઘા મારીને કોઇને જતો કરવાથી તે બધુ ભયંકર નીવડશે એમ તેઓ માનતા.

## ૫૮

## વરસો વિતે તોપણ—

૧૯૦૮–૦૯ ની સાલમાં એક વ્યકિતએ અમુક મામલામાં પોલીસને મદદ કરી હતી. તેને મારી નાખવાની ઇચ્છા ક્રાન્તિવાદીઓએ છેક ૧૯૧૪ સુધી પોષી હતી. એટલાં વરસ સુધી પોલીસના રક્ષણ નીચે પેલી વ્યકિત સલામત રહી શકી હતી. તેણે જેમની વિરૂધ્ધ કાર્ય આદરેલુ તે બધાય જેલમાં ગયા હતા. કોઇ પરલોકમાં ગયા હતા. તેને બરાબર ઓળખનારાય કદાચ વધુ નહિ હોય. તેથી તે તે વ્યકિત નિશ્ચિંત બની હતી, પરંતુ ક્રાન્તિવાદીઓ નિશ્ચિંત ન હતા. તેમણે ચિતાગોંગમાં તેનો પત્તો મેળવ્યો. તેને મારી નાખી વળી એક દાખલો બેસાડવાનો પ્રયત્ન ક્રાન્તિવાદીઓએ આદર્યો. સીડીશન કમીટીના રીપોર્ટમાં જણાવ્યુ છે કે:

"The murder in Chittagong was effected in the public street. The victim was one who was suspected of giving information to an officer of the Criminal Investigation Department. A person who narrowly escaped murder and who in company of the victim had bean a witness in the Dacca conspirary case." (ચિતાગોંગમાં જાહેર રસ્તા ઉપર ખુન કરવામાં આવ્યુ હતુ. જેની હત્યા કરવામાં આવી હતી, તેણે પોલીસને ખબર આપી હતી એવો ક્રાન્તિવાદીઓને સંદેહ થયો હતો. એ મૃતવ્યકિત સાથે એક બીજો જણ હતો તે સહજમાં બચી ગયો. એ વ્યકિતએ ઢાકા કાવતરા

કેસમાં સરકાર તરફ સાક્ષી આપી હતી.) ૧૯૧૪ ની સાલમાં આ બનાવ બન્યો.

વળી સીડીશન કમીટીના રીપોર્ટમાં છે:–

"Deputy Superintendent Basanta Chatterjee was murdered in the year 1916 in broad day light in Calcutta." (૧૯૧૬ ની સાલમાં ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડેન્ટ બસંત ચેટરજીનું કલકત્તામાં ધોળે દિવસે ખુન કરવામાં આવ્યું હતું.)

પોલીસના આ બે અમલદારોને ક્રાન્તિવાદીઓએ ૧૯૧૬ માં પીસ્તોલની ગોળીથી વીંધી નાખ્યા હતા. રામદાસ મૂળથી ક્રાન્તિવાદી હતો પણ પાછળથી બસંત બાબુને મદદ કરી ક્રાન્તિદળને નાબુદ કરવાના કાર્યમાં જોડાયો. ૧૯૧૪ માં જુલાઇમાં તેને ઢાકામાં ભર વસ્તીમાં મારી નાખવામાં આવ્યો હતો. બસંત બાબુ ત્યાં હતા. પણ તેઓ તે વખતે બચી ગયા. એજ વર્ષના નવેમ્બર માસમાં ક્રાન્તિવાદીઓએ બોમ્બ અને પીસ્તોલથી સજ્જ થઇ બસંત બાબુના મકાન ઉપર હલ્લો કર્યો, પણ બસંત બાબુ તે વખતે બચી ગયા.

૧૯૧૩–૧૪ સાલથી ક્રાન્તિવાદીઓની પ્રવૃત્તિ વધુ ઉગ્ર બનતી જતી હતી. એક ઘટના સીડીશન કમીટીના રીપોર્ટમાંથી અત્રે ટાંકીએ છીએ:–

"During 1913, the revolutionaries continued their activities with increased ferosity. The police officers were murdered on the evening of Sep-

tember 29th Head constable Haripada Deb was shot dead by three young Bengalees on the edge of the lake in Collage Square Calcutta............ The Head constable was assassinated in the middle of the throng, no arrest was made and no evidence was forth coming. The murdered officer had succeeded in getting into touch with a revolutionary section and it is clear that they had seen through him and decided to put him out of the way" આનો ભાવાર્થ એ કે ૧૯૧૩માં ક્રાન્તિવાદીઓનું કાર્ય અત્યંત ભીષણ ભાવે ચાલતું હતું. બે પોલીસ અમલદારોનાં ખુન કરવામાં આવ્યાં. હેડ કોન્સ્ટેબલ હરિપદ દેબને ત્રણ બંગાળી યુવકોએ કલકત્તાના કોલેજ સ્કેવરના વસ્તીવાળા ભાગમાં ૨૯ મી સપ્ટેમ્બરે સાંજના ગોળીથી વીંધી નાખ્યો અને ખુનીઓ લોકોના ટોળામાં ભળી ગયા. આ બાબતમાં કોઇનો પતો જ ન મળ્યો. કોઇને પણ પકડવામાં આવ્યા નહિ. મૃત પોલીસ અમલદાર ક્રાન્તિવાદીઓના એક દળ સાથે પરિચિત થઇ શકયો હતો. ક્રાન્તિવાદીઓએ તે જાણી જતાં તેને મારી નાખ્યો હતો, એમાં શક નથી.

આ બનાવના ચોવીસ કલાક દરમ્યાન બંગાળાના અન્ય ભાગમાં આમ બન્યું હતું:

"......a picrie acid bomb was thrown into the house of Inspector Bankim Chandra Choudhri

in Mymensing town. He was instantly killed, The Inspector had been a prominent worker against the Dacca Samiti at the time of the Dacca conspirary case and there is no doubt that the Samiti brought out his death" (પોલીસ ઇન્સ્પેકટર બંકિમચંદ્ર ચોધરીના માઇમેનસીંગમાં આવેલા મકાનમાં એક પીક્રીક એસીડ બોમ્બ નાખવામાં આવ્યો. પરિણામે ઇન્સ્પેકર તેજ ક્ષણે મૃત્યુ પામ્યો. આ પોલીસ અમલદારે ઢાકા સમિતિના વિરૂદ્ધ કાવતરા કેસ વખતે ખાસ કામ કર્યું હતું. એ સમિતિએજ તેનું મૃત્યુ આણ્યું છે એમાં સંદેહ નથી.)

ઇન્સ્પેકટર સુરેશચંદ્ર મુખરજીના મૃત્યુના સંબંધમાં સીડીશન કમીટીએ લખ્યું છે કેઃ—

"......In cornwallis street, Inspector Suresh Chandra Mukharjee, while on duty, noticed an abseonding anarchist in the street and approached to arrest him, when he was fired at by the anarchist. The Inspector was killed. આનો ભાવાર્થ એ છે કે કોર્નવોલીસ સ્ટ્રીટમાં પોલીસ ઇન્સપેકટર સુરેશચંદ્ર મુખરજી એક પલાતક ક્રાન્તિવાદીને જોઇને તેને પકડવા આગળ વધ્યો—તેવોજ તે એનાર્કિસ્ટે તેના તરફ ગોળી છોડી—ઇન્સ્પેકટર મૃત્યુ પામ્યો.

સી. આઇ. ડી. ઓફીસર મધુસુદન ભટ્ટાચાર્યને પણ મેડીકલ કોલેજના દરવાજા સામે ઘણાય લોકોના દેખતાં મારી નાખવામાં

આવ્યો હતો. આવાં અનેક દુઃસાહસિક ખુન એક રીતે જાહેરમાંજ કરવામાં આવતાં હતાં.

## મી. ગોર્ડન.

બીજી તરફ બંગાળાના એક ભાગમાં સીવીલીઅન મી. ગોર્ડનને લશ્કરી બોમ્બ અને પીસ્તોલથી મારી નાખવા ક્રાન્તિવાદીઓ તેમના બાગમાં દાખલ થયા. મી. ગોર્ડનનું આયુષ્ય લાંબુ હશે તેથી તે બચી ગયો, અને ક્રાન્તિવાદીઓમાંના એકનુજ મૃત્યુ થયું. બેસતાં કે ઉઠતાં પણ ગમે તે રીતે પોતા પાસેનો બોમ્બ એકાએક ફાટયો. મી. ગોર્ડનના મકાનમાંજ પેલાનું શબ પડી રહ્યું—તેના ખીસામાંથી બે ભરેલી પીસ્તોલો પણ પોલીસના હાથમાં આવી-

અરૂણાચલ આશ્રમના હાંગામામાં મી. ગોર્ડન જોડાએલો હતો. ક્રાન્તિવાદીઓ સાથે તેને સીધો કશો વિરોધ ન હતો. પરન્તુ ક્રાન્તિવાદીઓએ એવાજ પ્રકારનાં બીજાં બેએક કામમાં હાથ નાખ્યો હતો. મુખ્ય ઉદ્દેશ હતો દેશના લોકોની સહાનુભૂતિ મેળવવાનો.

## દર વખતે અંગ્રેજો બચી ગયા છે!

એક વાત અહીં અપ્રાસંગિક હોવા છતાં કહેવા જેવી છે. ક્રાન્તિવાદીઓના શત્રુઓમાં અંગ્રેજો તથા દેશીઓનો પણ સમાવેશ થાય છે. આ શત્રુઓનાં ખુન કરવાનો પ્રયત્ન કરતી વખતે ઘણુંખરૂ અંગ્રેજો અજાયબ રીતે બચી ગયા છે! દેશીઓ સામેના ઘણા ખરા પ્રયત્નો સફળ નીવડયા છે! એક મેજીસ્ટ્રેટ મી. એલનને શરીરે ગોળી બરાબર વાગી હતી છતાં તે બચી ગયો હતો. મુઝફરપુરમાં જેને

મારવાનો ઇરાદો હતો તે તો મર્યો નહિ, પણ મર્યા બીજા બે જણ, કે જેને માટે ક્રાન્તિવાદીઓએ પણ અફસોસ કર્યો હતો. મી. ગોડ'-નને સીલ્હટમાં એક વખત બંગલાની બહાર મારવાનો પ્રયત્ન કર્યો હતો, તે પણ સફળ થયો ન હતો. સીલ્હટમાં પણ ક્રાન્તિવાદીઓ-એજ અજબ રીતે પ્રાણ અર્પણ કર્યા છે તે દિવસે ત્યાં એક બીજો મોટો સાહેબ પણ નિમંત્રીત થઇને આવવાનો છે એમ વાત હતી. તે ઉપરાંત ગવર્નર વાઇસરોય વગેરે ઉપર પણ જે યત્નો થયા તે એજ રીતે નિષ્ફળ થયા હતા.

## શસ્ત્રોની તાલીમ.

બંગ ક્રાન્તિવાદીઓની રચના પણ તે વખતે ઘણો વિસ્તાર પામી હતી અનેક દિશામાં દળવૃદ્ધિના પ્રયત્નો ચાલુ હતા. શસ્ત્રો ચલાવવાની તાલીમ આપવાના પણ પ્રયત્નો થયા હતા. સીડીશન કમીટી લખે છે કેઃ–

"The members of the Samiti had two farms (Belonia & Udaipur) in Hill tippera. The farms were obstensibly agricultural Ventures, but really places for the furtherence of the revolutionary organization. The members of the Samiti used to practice shooting in these farms." (સમિતિના સભાસદોને ટીપેરામાં બેલોનિયા અને ઉદયપુર એ બે ખેતરો હતાં એ ખેતરો દેખીતી રીતે તો ક્રાન્તિવાદીઓ ત્યાં પીસ્તોલ તાકવાની વિ.ની તાલીમ લેતા હતા.)

## ત્રણ પ્રકારના બોમ્બ.

બોમ્બ બનાવવાની અનેક રીતો છે. ખાસ એક રીત મુજબ બંગાળના એક સ્થાનમાં જે પ્રકારના બોમ્બ થતા, તે તે સ્થાન સાથે સબંધ વગર બીજે થવાનો સંભવ ન હતો. ગવર્નમેન્ટ એકસપર્ટના મત મુજબ કુલ ત્રણ પ્રકારના બોમ્બ આ દેશમાં વપરાયા હતા. જે નમુનાનો બોમ્બ રાજ બજારમાંથી મળી આવ્યો હતો, તેજ ખાસ પ્રકારના બોમ્બ બીજાંય કેટલાંક સ્થળે જોવામાં આવ્યા છે. આ એકજ પ્રકારની વિશિષ્ટતાવાળા બોમ્બ લાહોરમાં જણાયા છે. દિલ્હીમાં વાઇસરોય ઉપર અને સીલ્હટમાં મી. ગોર્ડનના બગીચામાં પણ આજ જાતના બોમ્બ ફેંકવામાં આવ્યા હતા. માયમેનસીંગમાં તથા મિદનાપુરમાં સરદાર શેખ સમિતિના બગીચાવાળા મકાનમાં એ એકજ જાતના બોમ્બ ફાટયા હતા. પુનામાં અને અલીપુરના બગીચામાં પણ તેજ પ્રકારના બોમ્બ મળી આવ્યા હતા. બંગાળના ક્રાન્તિકારો ઉત્તર હિન્દના ક્રાન્તિકારો સાથે મળેલા હતા એ આ ઉપરથી સાબીત થાય છે. તે ઉપરાંત ક્રાન્તિ સંઘના વિસ્તાર તરફ નજર કરતાં પણ એ સમજવામાં વાર નહિ લાગે.

## સમિતિનો વિસ્તાર.

સીડીશન કમીટીએ ક્રાન્તિવાદીઓની સમિતિની વ્યાપકતા સબંધી જે કહ્યું છે તે અત્રે ટુંકમાં ટાંકીશું:—

It must not be supposed that the Various organisations were necessarily small. The Dacca

**Anushilan Samiti and the bodies which we call the west Bengal** and Northern Bengal parties **were widely extended** and overlaphed each other's **territory. The** Dacca Samiti was throughout the whole period **the most** powerful of the associations. **The existance** of this body alone, even if there had been **no other**, would have constituted a public danger" (બધીય સમિતિઓ નાની હતી એમ ધારવું ભુલ ભરેલું છે. ઢાકા અનુશીલન સમિતિ અને પશ્ચિમ બંગ અને ઉત્તર બંગનાં દળો તરીકે જે સમિતિને ઓળખવામાં આવે છે તેઓ એક બીજાની સીમા ઓળંગી વિસ્તૃત થઇ હતી. ક્રાન્તિવાદી સમિતિમાં ઢાકા સમિતિ ખુબ પ્રભાવશાળી હતી. જો બીજાં કોઇ દળ કદાચ ન હોય તો પણ એ એકજ દળનું અસ્તિત્વ ભયંકર ગણી શકાય.)

**૧૯૧૦ ની સાલમાં આ સમિતિનો** અત્યંત વિસ્તાર થવા માંડ્યો. એ બાબતમાં **સીડીશન કમીટી લખે છે કે:—**

"**In after years** it spread itself over all **Bengal and extended** its operations to other **provinces. While its organisation** was most compact in **Mymensing** and Dacca, it was active from **Dinajpur in the N. W.** to chittagong in the S E. and from Cooch-Behar on the N E to Midnapore **on the S.W.** outside Bengal we find its members **working in Assam**, Behar, The Punjab, The **U.P.** and **C.P. &** at Poona (આખરથી એ ઢાકા અનુશીલન સમિતિ આખા બંગાળામાં વિસ્તાર પામી, અને કાર્યક્ષેત્ર બીજા

પ્રદેશમાં વિસ્તાર કર્યો. માયમેનસીંગમાં પણ આ ઢાકા સમિતિનો સારો જમાવ હતો. વાયવ્યમાં દિનાજપુરથી અગ્નિમાં ચિતાગોંગ સુધી અને ઇશાનમાં કુચબિહારથી નૈઋત્યે મીદનાપુર સુધી એનું કાર્યક્ષેત્ર વિસ્તાર પામ્યું હતું. બંગાળની બહાર પણ એ દળના લોકો બિહાર પંજાબ સંયુક્ત પ્રાંતો, અને પુનામાં કાર્ય કરતા હતા.

## બીજાં દળ.

આ તો માત્ર ઢાકાના દળના વિસ્તારની વાત થઇ. એ ઉપરાંત પશ્ચિમ બંગ અને કલકત્તાના દળ હતાં. મદારીપુર. બારીસાલ, ઉતર બંગાળ, માયમેનસીંગ વગેરે સ્થળનાં દળ તો હતાંજ. દરેક દળ કર્મક્ષેત્ર વધારતુ જતુ હતુ. બેએક દળ (જેવાં કે મદારીપુર વગેરે) ઢાકાદળથી છૂટાં પડી વિસ્તાર પામ્યાં હતા બંગાળના ચંદનનગર દળ સાથે ઢાકા (અનુશીલન) દળ સંપૂર્ણ રીતે જોડાઇ ગયુ હતુ.

ઘણી વખતે ક્રાન્તિવાદીઓનાં "પેમ્ફલેટ" એકજ દિવસે ચિતાગોંગની સીમાથી માંડી પંજાબના છેડા સુધી વહેંચાતાં, કહેવાની જરૂર નથી કે સરકાર આ વ્યવસ્થિત જોડાએલો સંઘ જોઇને તેના પ્રતિકારની વ્યવસ્થા પણ સાથે સાથેજ કરતી હતી, અને અનેક સરકારી અમલદારોએ બાહોશી પણ બતાવી હતી. શત્રુ હોવા છતાં એ બાહોશી માટે ક્રાન્તિવાદીઓએ પણ તેમને ધન્યવાદ આપ્યો હતો.

## ખુન વિષે હુકમ.

ખુન સંબંધી એક બાબત કહેવી જરૂરની છે. ક્રાન્તિવાદીઓએ બે વિભાગ પાડી નાખ્યા હતા. "જંગી વિભાગ" અને "પરિચાલક વિભાગ." છેલ્લા વિભાગમાંથી પરિચાલકો હુકમ આપીનેજ દૂર રહેતા અને ખુન કરવાનું કામ "જંગી વિભાગ" ને સોંપાતુ. તે વિભાગ ચોક્કસ વ્યક્તિને ખુન કરવા માટે નિયુક્ત કરતો. આમ કરવાનુ કારણ એ હતુ કે પરિચાલકો પકડાતાં દળને બહુ નુકશાન થવાનો સંભવ હતો, તેથી તેઓ હુકમ આપીને ખસી જતા.

## પ્રકરણ ૧૪ મુ

## ત્યાગમુર્તિ!

૧૯૧૪ માં બંગ ક્રાન્તિવાદીઓએ નવાજ ઉત્સાહથી કર્મક્ષેત્રમાં ઝંપલાવ્યુ. તે સમયે જર્મનો સાથે અંગ્રેજોને યુદ્ધ શરૂ થયુ હતુ. બંગાળની ઘણીખરી સમિતિઓએ ભેગા મળી જઇ એકત્રીતપણે કામ કરવા માંડયું. ઠેકાણે ઠેકાણે મંત્રણા ચાલી: "આ અવસર યોગ્યજ છે. અંગ્રેજો ઠીક સપડાયા છે. આવો વખત ફરી મળવાનો નથી."

## પીસ્તોલો ઉઠાવી!

બંદુક, પીસ્તોલ વગેરે ભેગાં કરવાના પ્રબળ પ્રયત્નો થવા લાગ્યા. પૈસો ભેગો કરવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો. એ વખતે રોડા (Roda) કંપનીની પચાસ પીસ્તોલો કલકત્તાના ક્રાન્તિવાદીઓના હાથમાં આવી. પણ બધી પીસ્તોલો તેઓ છૂપાવી શક્યા નહિ. થોડાજ દિવસમાં પોલીસે ઘણાં કાતુંસ હાથ કર્યાં. પીસ્તોલો પણ પકડાવા લાગી.

રોડાની બંદુક ચોરી થતાંજ પોલીસ વધુ સાવધ બની. ધરપકડની ધમાલ શરૂ થઇ કલકત્તામાં અમેય તે વખતે પકડાયા. રાત્રીને સમયે કોઇને પણ જગાડયા વિના પોલીસે દરોડા પાડયો. સન્યાસી શિશિર-કુમાર ગુહની સાથે હું પણ પકડાયો. આ ઘટના ૧૯૧૪ના અંતમાં બની.

### પકડાયા.

સાધુએ ભગવાં વસ્ત્ર પહેર્યાં હતાં અને માથે ફેંટો બાંધ્યો હતો.

તેમની કમરે દોરી જોઇ એક જણ રસ્તામાં બોલ્યો: "સાળો સાધુ પણ ભગવાં પહેરીને ચોરી કરવા નીકળ્યો છે!"

લાલબજાર પહોંચતાંજ અમને જુદા પાડી જુદી જુદી કોટડીમાં પુરવામાં આવ્યા રોડા કેસમાં કેટલાય પકડાઇ ગયા હતા અને કેટલાય પકડાઇને આવતા હતા. રાત્રે મારી કોટડીમાં એક મારવાડીને લાવવામાં આવ્યો. તે શિક્ષિત યુવક હતો થોડી વાર પછી અમારી વચ્ચે વાતચીત શરૂ થઇ. મારવાડી ક્રાન્તિવાદી અને એ મને વિશ્વાસ આવ્યો નહિ–આખરે ખબર પડી રોડા કેસમાં તેને શક ઉપરથી પકડયો હતો–પાછળથી તેને મૂકત કરવામાં આવ્યો.

અમને ક્રાન્તિવાદીઓને બાપ–મા–ભાઇ કોઇ ખાવાનુ આપી જતાં નહિ. મારવાડીનો બાપ ઘણો પૈસાદાર હતો તે ખાવાનુ આપી ગયો. કેસમાં તેણે સાહેબ બેરીસ્ટર રોકયો. બીજે દિવસે બપોરે મારવાડી યુવક જ્યારે મેજીસ્ટ્રેટ પાસેથી પાછો આવ્યો ત્યારે એક મડમે તેને "ચોર" ધારી લઇ સાથેના સાર્જંટને કંઇ પ્રશ્ન કર્યો હશે. શિક્ષિત ધની મારવાડીને તેથી ઘણું ખોટું લાગ્યું. આવતાંજ એકદમ રડુ રડુ થઇ જઇ તેણે મને બધી વાત કરી. ક્રાન્તિવાદીઓ-ને જે વિશેષણો સાંભળવાં પડે છે, તેની સન્મુખ આ શું ગણત્રીમાં?

## એકજ પંથના યાત્રી!

લાલ બજારમાં બે દિવસ રહ્યો. ખાવાને સમગે જોયું તો માત્ર સાધુજ નહિ પણ બીજાય કેટલાક ગીરફતાર થઇને આવ્યા હતા. ઘણા દીવસનો એક પલાતક ( [illegible] ફરારી ) પણ સાથે

હતો. બાઇ શ્રી—ને પણ જોયા. તેમને દેવ રૂઠયો હતો, નહિતો માત્ર પોલીસના પ્રયત્નથી આટલા દિવસનો પલાતક પકડાત નહિ. બધા એકજ પંથના યાત્રી !

૧૯૧૪ ની આખરે પકડા પકડી ખુબ ચાલી, પણ નેતાઓ પકડાયા ન હતા. આ તરફ યુધ્ધ શરૂ થઇ ગયુ હતુ. પોલીસની નજર ખુબ તીવ્ર હતી.

## ધરપકડ

કલકત્તામાં હાલ જ્યાં મહિલા–ઉદ્યાન છે ત્યાં તે વખતે જુદાં જુદાં કેન્દ્રમાંથી ક્રાન્તિવાદીઓ કાર્યક્રમ નક્કિ કરવાને માટે જમા થયા હતા. બેચાર જણ હજી આવવાના હતા. આ બધામાં કોઇ આઠ દશ વરસના પલાતક ( ફરારી ) પણ હતા. ઘણાયને પકડવા પોલીસ અમલદારો વ્યાકુળ બન્યા હતા. તે દિવસે પોલીસનોજ સૂર્ય ઉગ્યો હતો. તેનું કારણ તેમની કાર્ય કુશળતા તો નહિજ, પણ ક્રાન્તિવાદીઓમાંના કોઇની વિશ્વાસ ઘાતકતાજ હતી. પોલીસને ખબર મળતાંજ તેણે વ્યવસ્થિત રીતે પાર્કને ઘેરી લીધો. નાસવાની એક પણ બારી રહી નહિ. આખરે ઝપાઝપી થઇ. હાથ ખાલી હોવાથી માત્ર મુક્કાબાજીજ ચાલી. ઘણા રેલીંગ કુદીને નાઠા શ્રી બી——નાસીને પારસી બાગાનના નાકા ઉપર આવી પહોંચ્યા. ત્યાંથી તેમણે જોયુ કે એક ક્રાન્તિવાદીને પોલીસ મારતો હતો. બી——થી નાસી શકાયું નહિ પાછા ફરી ઉભા, મરવુ તો બધાએ સાથેજ મરવું. એકલો તો નજ બચું. આમ વિચારતા હતા તેવામાં પોલીસના બે માણસો આવ્યા,

બી——એ બે જણનાં બોચાં બે હાથે દાબ્યાં. તે વખતે કેટલાક ગોરા અધીકારો આવી પહોંચ્યા. લેાૅમન સાહેબ સી. આઇ. ડી. ના અમલદારો વગેરે આવી પહોંચ્યા ચારે તરફથી બી——ને પકડી જ્યારે તેમના હાથ ભાગી નાખવાનો પ્રયત્ન થયો ત્યારે નછુટકે બી——એ "જુ જુત્સુ" ના એક દાવથી લેાૅમન સાહેબનો જમણો હાથ કંઇક અંશે ભાગી નાખ્યો.

## બીજી ગિરફ્તારી.

માત્ર આજ ગિરફ્તારી નહિ પણ બેચાર દિવસ પછી એક ક્રાન્તિવાદીને રસ્તામાંથી પકડવામાં આવ્યો. તે યક્ષ્મારોગથી પીડાતો હતો. ત્યાંથી પાછા ફરતાં તે ગંગાના ઘાટ ઉપરજ પકડવામાં આવ્યો. અંદરનો કોઇ નિકટ પરિચયવાળો માણસ પકડાવી ન દે તો આ પકડાવો મુશ્કેલ હતો, એ કહેવાની જરૂર નથી. ૧૯૦૬ ની સાલમાં એકવાર તે પકડાયો હતો. પછી તે પલાયન કરી ગયો હતો. તે પછી ૧૯૧૨ માં હેડ કોન્સ્ટેબલ રતિલાલ રાયના ખુન માટે તે પકડાયો હતો તે વખતે પણ કાયદાની બારીકીથી તે છુટી ગયો હતો. પછી પોલીસ જ્યારે બીજી બાબતમાં તેને અટકમાં લેવા ઘેર પહોંચી ત્યારે તે ઘર છોડી બહાર પડયો હતો. પોલીસે ધાર્યુ હતુ કે બે દિવસ તો જરૂર ઘરમાંજ રહેશે. પરંતુ જ્યારે તપાસ થઇ ત્યારે જણાયું કે તે અદ્રશ્ય થઇ ગયો હતો એને ૧૯૧૪ ની આખરમાં પોલીસે પકડયો. એને ઓળખી કાઢે એવો માણસ તે વખતે બંગાળ પોલીસમાં ન હતો. દળના સભ્યોમાંથીજ ખુબ વિશિષ્ઠ વ્યકિત વિના બીજા તેનુ ખરૂ નામ પણ બીજુ કોઇ ન જાણતુ. ઘરના

માણસમાંથીજ ક્રોધ ફુટવાથી પોલીસ તેને પકડી શકી હતી. પકડાયો ત્યારે તે યક્ષ્મા રોગથી પીડાતો હતો પછી જેલમાં ગયા પછી તેનો યક્ષ્મા રોગ નાબુદ થઇ ગયો હતો.

જેલમાં શું એટલી બધી સંભાળ લેવામાં આવે છે કે યક્ષ્મા રોગ જેવો રોગ નાબુદ થઇ જાય? ના. તેમ ન હતુ. કારણ જુદુજ હતુ. તે જ્યારે જેલ બ્હાર હતો ત્યારે તે તાપ તડકો સરખી રીતે સહન કરતો, પરિશ્રમ પણ ખુબ કરતો, અનિયમીતતા પણ વધી જતી. તે બધુ જેલમાં જતાં બંધ થઇ ગયુ. જેલમાં જે કઠોરતા ભોગવવી પડે છે તેનાથી પણ અધીક કષ્ટવાળુ જીવન આ લોકો જેલ બ્હાર ગાળતા હતા. તેઓ સાધારણ મનુષ્ય તો નહોતાજ. એમનું જીવન ઉન્નત કે નહિ તે ખબર નથી પણ અસાધારણ તો ખરૂંજ.

## એ ત્યાગ! એ કષ્ટ!

ઉપલા જુવાનને આપણે અનંતકુમાર તરીકે ઓળખીશુ. તેનુ જીવન ખરેખર અદ્દભુત છે. દળના પૈસાને તે હૃદયના રકત કરતાં પણ વધુ મુલ્યવાન લેખતો. હજારો રૂપીઆ હાથમાં આવ્યા છતાં જે હોટલમાં ખાવાનો ખરચ ઓછામાં ઓછો આવે ત્યાંજ જમવાનો બંદોબસ્ત કર્યો હતો. તેના શરીરે ફકત એક જાડો કોટ જોયો હતો. એ એકજ કોટ તે ટાઢ અને તડકામાં સરખી રીતે પહેરતો. મેલો થાય તો જાતે ધોઇ નાખતો. તે કોટને પણ થીંગડાં જોયાં છે! અત્યંત પરિશ્રમ કર્યા બાદ મનુષ્ય કંઇક નાસ્તો કરે છે. પરંતુ અનંત

કુમારને એ વખત ભાત ખાવા ઉપરાંત કશુ ખાતો અમે જોયો નથી. ભવાનીપુરથી કલકત્તા રોજ ચાલતોજ આવતો. ટ્રામમાં ન બેસે તો મોટર તો કાંથીજ હોય? એક વખત યાદ છે કે તાપમાં અનેક રસ્તો કાપતો ચાલતો આવી પાર્કમાં આવી એક છાયામાં બેઠો હતો. મોઢા ઉપર ક્લાન્તિનાં ચિન્હ સ્પષ્ટ દેખાતાં હતાં. મેં કહ્યું: "ચાલો આ શરબતની દુકાને." પૈસા તો તે ખરચવાનો ન હતો તે હું જાણતો હતો તેથી મેં કહ્યું.

"પૈસા મારી પાસે છે, ચાલો."

અનંતકુમાર હસીને બોલ્યો: "શરબત તો છોકરાં પીએ. અને બીજા પીએ નવાબ શઓકતજંગ જેવા!"

- અનંતકુમારને કદી ત્યાગ સબંધી ભાષણ આપતાં જોયો નથી પણ તેનું આખુ જીવન–જીવનના નાની મોટી બાબતો પણ ત્યાગ ઉપરજ રચાએલી હતી.

એક વખતે એક ઘરમાં રહેવા માટે તેને કેટલાક રૂપીઆ આપવામાં આવ્યા. તે રૂપીઆ બહુજ થોડા હતા. તે વડે કોઇ રીતે નભી શકે નહિ. પણ અમે આશ્ચર્યથી દીંગ થઇ ગયા. તેણે એ નજીવી રકમમાંથી પણ રૂપીઆ બચાવી એક બીજા ક્રાન્તિવાદીને આવશ્યક ખર્ચ માટે મદદ કરી હતી! ઘણા દિવસ પછી આ વાત બહાર આવી.

પરંતુ પ્રકૃતિ પ્રતિશોધ લેવો કેમ છોડે? શરીરના ઉપર આટલો અત્યાચાર કેમ સહન થાય? અનંતકુમારને ખાંસી થઇ, પણ તેણે દાક્તરની મદદ લેવાની ના પાડી. તે કહેતો:



"સ્હેજસાજ ખાંસી છે, બીજુ તો નથીને? એમતો ઘણાયને ખાંસી થાય છે."

એ ખાંસી છતાંત અનાહાર, અનિદ્રા અને પરિશ્રમ! સાધારણ મનુષ્યની કલ્પનાથીએ અતીત!

## માંદગીને બીછાનેથી પણ–

અનંત કુમાર પલાતક હતો. પોલીસની નજર ચુકવીનેજ તે ચાલતો પણ બહુ વખત વહી જવાથી તે નિર્ભય હતો–અલ્પ સમયમાંજ કામ થઇ જાય તે માટે હાલમાં કોંગ્રેસવાદીઓ મોટર વાપરે છે, પણ અનંતકુમાર તો પગેજ ચાલતો. ખાંસીને છાતીમાંજ છુપાવીને તે દિવસોના દિવસો સુધી કામ કરવા લાગ્યો. જ્યારે ચાલવાનું કામ ન હોય ત્યારે ઘરમાં બેસી ભાગેલી રીવોલ્વર બહાર કાઢતો. ખાંસી વધી જતાં દમ ચઢતો. ધીમે ધીમે તેની ખરી સ્થિતિ પકડાઇ ગઇ–શરીર ક્ષીણ થતું જતું હતું તે પણ છુપાવી શકાય તેમ ન હતું તેને અનુરોધથી, છેવટે તીરસ્કારથી દાકતર પાસે મોકલવામાં આવ્યો–જે ડાકટર સાથે તેને ઓળખાણ હતું અર્થાત્ જ્યાં પૈસા ખરચવા પડે તેમ ન હતા, તેની પાસે જઇ તે મીકસચર લઇ આવ્યો–દવા દિવસમાં ચાર વખત પીવાની હતી. એકાદ અઠવાડીયુ દવા ખાઇ એક દિવસ દાકતર પાસે જઇ અનંતકુમારે કહ્યું: "દાકતર બાબુ! એવી કંઇ દવા આપોને કે જેમાં પાણી કે ગ્લાસની જરૂર ન પડે!"

ડાકટર સમજી ગયો અને એક પેટન્ટ ટેબ્લેટ લખી આપી. અનંતકુમારને એ અનુકુળતા થઇ. દવા ખાવા માટે હવે તેને ઘેર જવાની જરૂર ન પડતી રસ્તામાં ચાલતાં ચાલતાંજ ટેબ્લેટ ગળી જતો.

એક દિવસ મેં કહ્યું. "દવા ખાતા નથી તે મરી જશો"

અનંતકુમારે હસીને કહ્યું "હાં. મરેલા ઝાડનું ફળ ખરને તે: જરા શરદી કે ખાંસી થઇ કે મરી જવાય!"

"ડાકટરે આરામ લેવાનું કહ્યું છે ને?" મેં પ્રશ્ન કર્યો.

"તેઓ તો ગમે તે કહે તેમ ન જણાવે તો તેમનો ધંધો શી રીતે ચાલે?"

ધીમે ધીમે તેનો દમ વધી પડયો. ખાંસી સાથે લોહી પણ દેખાવા લાગ્યું બંધુ બાંધવોએ નક્કી કર્યું કે એની જોર જુલમથી પણ ચિકિત્સા કરવી. આગેવાનનો હુકમ છુટયો.

"એને કંઇ કાર્ય સોંપવું નહિ.–લ—બાલુએ તેની સારવારમાં રહેવું."

અનંતકુમાર માટે દૂધનો બંધોબસ્ત થયો. શુશ્રુષા માટે માણસ રોકવામાં આવ્યો. અનંતકુમાર બોલ્યો "સમિતિના પૈસાનો કેવો ખોટો ઉપયોગ!"

કલકત્તામાં તેને આરામ ન થયો. ડાકટરે હવાફેર કરવા કહ્યું. તેને હાવરાની ગાડીમાં બેસાડયો. થર્ડ કલાસમાં ગાડીમાંય બેવાર ફીટ આવી. યોગ્ય સ્થળે પહોંચતાંજ દવાનો બંદોબસ્ત થયો. અનંતકુમારે અહીં પણ સમિતિના પૈસાના આવા ઉપયોગ માટે લ—બાલુ સાથે ઝગડો કર્યો પરિણામે લ—બાલુ પાછા ચાલ્યા આવ્યા. જે કોઇ રહ્યા તેમને અનંતકુમારે સમજાવી દઇ દૂધનું પ્રમાણ ઓછું કરી નાખ્યું. રોગ વધતોજ ચાલ્યો.

વળી પાછો તેને કલકત્તામાં લાવવામાં આવ્યો. મનુષ્ય દુઃખ પીડાય ત્યારે ચીઢીઓ થઇ જાય છે, પણ અનંતકુમારે અપૂર્વ સંયમ જાળવ્યો છે. ખોરાક માટે પણ તેણે કદી ફરીઆદ કરી નથી ફીટ આવ્યા પછી પણ તેણે કોઇને કહ્યું નથી કે મને પવન નાખ, યા મારી પાસે હાજર રહે.

એક દિવસે અનંતકુમારે જે યુવક રાંધતો હતો તેને કંઇક મોકલી પોતાની એક નાની પેટી મંગાવી. તેમાં નાનાં નાનાં કેટલાંક યંત્ર હતાં બપોરે જ્યારે કોઇ ન હોય ત્યારે જે પીસ્તોલ મરામત કરવાની હોય તે પીસ્તોલ ઠીક કરવા મંડી જતો. બપોરનો વખત આ કામમાં ગાળતો. એમ એક દિવસ પકડાઇ ગયો.

એક દિવસ અમે આવતા હતા ત્યારે અનંતકુમારને અમે આમ્હર્સ્ટ સ્ટ્રીટમાં એક ઝાડ પાસે છાતીએ હાથ દઇને બેઠેલો જોયો. તેને જોતાંજ શંકા થઇ કે શું છે? પૂછતાં જણાયું કે આજે પાર્કમાં એક ક્રાન્તિવાદી આવવાનો હતો તેને ઘેર લઇ જવાય તેમ ન હતું. તેમ બીજા કોઇ મારફતે એ કામ થાય એમ ન હતું તેથી સંધ્યા સમયે અનંતકુમાર એકલો ચાલીને આવ્યો હતો! ઘેરથી ઠેઠ સુધી ચાલીને અવાયું નહિ. તેથી ક્લાન્ત થઇ પડયો. પાર્કમાંથી પાછો ફરતાં (તે વખતે રાત પડી ગઇ હતી.) ખાંસીનું જોર વધુ થયું ચાલી શકાયું નહિ. તેથી ઝાડ નીચે છાતીએ હાથ દઇ બેઠો હતો! શું ધગશ! શી તમન્ના!

## ૭૬

## પકડાયો !

જ્યારે તેના શરીરની આવી અવસ્થા હતી ત્યારે કલકત્તામાં અને ઢાકામાં ૧૯૧૪ની સાલની આખરમાં મુખ્ય ક્રાન્તિવાદીઓ પકડાયા હતા. અનંતકુમારે તે વખતે એવાજ શરીરે મહેનત કરવા માંડી અને યુવાનોને હિંમત આપતો રહ્યો. આખરે એવીજ અવસ્થામાં ગંગા ઘાટ ઉપરથી તે પકડાયો.

અનંતકુમારને કેવા પ્રકારનો મનુષ્ય કહેવો ? એ ત્યાગી હતો. ક્રાન્તિવાદી હતો, તેને શરીરની પરવા ન હતી, તે અદ્‌ભુત મહાત્માજ હતો. દેશની દાઝ, દેશ માટેની પ્રીતિ અપૂર્વ હતી.

આદર્શ પ્રેમાસ્પદમાં કેટલી શ્રદ્ધા હોય ત્યારે પ્રીતિ સંભવે કેટલા આત્મ વિસર્જને આ પ્રીતિનો પરિચય મળે, તે આપણે જાણતા નથી તે પ્રીતિ આપણામાં નથી.

# પ્રકરણ ૧૫ મું.

## મ્હોતના ખેલ.

૧૯૧૪ ની આખરમાં બંગ ક્રાન્તિવાદીઓએ સશસ્ત્ર બળવો કરવાના વિચારથી કર્મક્ષેત્રમાં ઝંપલાવ્યું. મહાયુદ્ધ તે સમયે ચાલુજ હતું. ચારે તરફ વિપ્લવની તૈયારીઓ થવા લાગી. સ્વ. જતીન્દ્રનાથ મુખરજીની આગેવાની નીચે અનુશીલન સિવાય (ચન્દનનગર અને કાશીનાં દળ અનુશીલન સાથે પ્રથમથીજ જોડાએલાં હતાં. તે વખતે પણ જોડાએલાં રહ્યાં), બંગાળની બીજી ખંડ શકિતઓ એકત્ર થઇ ગઇ.

## સંગ્રામની જ્વાળાઓ.

બજબજમાં કામા ગાટામારૂના યાત્રીઓએ ઉતરી દંગો મચાવ્યો. પંજાબમાં પણ તે વખતે અશાન્તિની શિખાઓ ફેલાઇ ગઇ હતી. આખા ભારતવ્યાપી બળવાની ઘોષણા ચાલી. પરદેશમાં વસતા ક્રાન્તિવાદીઓ પણ સજ્જ થવા લાગ્યા. અંગ્રેજો તે વખતે જુદે જુદે ઠેકાણે વહેંચાઇ ગયા હતા. હિન્દમાંનું લશ્કર ઘણું ખરૂં ઓછું થઇ ગયું હતું. ક્રાન્તિવાદીઓ યોગ્ય અવસરની રાહ જોવા લાગ્યા. પરદેશમાં વસતા વિપ્લવીઓમાંના કેટલાક હિન્દ તરફ આવવા રવાના થયા. જર્મનીની સ્ટીમર હથીઆરોને બંગાળાના ઉપસાગરના મુખ આગળ પહોંચાડી દે એવો બંદોબસ્ત પણ થઇ ચુકયો. બંગાળના વિપ્લવી જતીન્દ્રનાથના સહકર્મી નરેન ભટ્ટાચાર્ય (માર્ટીન) પણ હિન્દ બહાર આવી જર્મનીની મદદ લેવા લાગ્યો. સ્ટીમરમાંથી

હથીઆરો ઉતારવા માટે જગ્યા પણ નક્કી થઇ ગઇ. તે ઠેકાણે ક્રાન્તિવાદીઓ નૌકા લઇને હાજર પણ થઇ ગયા, પણ નિર્દિષ્ટ સ્ટીમર Maverisk ન આવી. જર્મન કોન્સલે શ્યામબજારમાં ખબર મોકલી કે હથીઆરો અને પૈસા જુદી જુદી સ્ટીમરમાં રાયમંગલ તરફ આવે છે. ૧૯૧૫ ની સાલમાં જુનથી ઓગસ્ટની અંદર Helfferich ની પાસેથી ક્રાન્તિવાદીઓ પાસે ૪૩,૦૦૦ રૂપીઆનાં મનીઓર્ડર આવ્યાં. પરંતુ હેરી એન્ડ સન્સના હાથમાં ૩૩,૦૦૦ રૂપીઆ પહોંચ્યા પછી સરકારને તેની ખબર પડી.

## નિષ્ફળતા કેમ?

પહેલેથીજ નક્કી થયું હતું કે હથીઆરોના ત્રણ ભાગ પાડી હાતીયા (સંદ્વિપ), બાલેશ્વર અને કલકત્તામાં લેવાં. પરંતુ બધા પ્રયત્નો નિષ્ફળ નીવડયા. ૧૯૧૫ ના જુલાઇ માસમાં સરકારને બધી ખબર પડી ગઇ, એટલે મામલાને પહોંચી વળવાની વ્યવસ્થા પણ થઇ ગઇ. Maverisk સ્ટીમરમાંથી કોઇ અજબ રીતે નરેન્દ્ર ઉર્ફે માર્ટીન અમેરિકામાં નાસી ગયો. ત્યાં યુ. એસ. એ. ની સરકારે તેને પકડયો. હાતિયામાં જે સ્ટીમર હથીઆરો લઇ આવવાની હતી તેને માટે એક બંગાળીની જરૂર હતી. તે માટે એક જણને મોકલવામાં પણ આવ્યો, તે ઘણી મહેનતે સાંગહાઇ જઇ પહોંચ્યો, પણ ત્યાંજ ગીરફતાર થયો. આ જર્મન કાવતરા માટેજ ગોવામાં પણ બે બંગાળીઓ પકડાયા, તેમાંના ભોળાનાથ ચટોપાધ્યાયે પુના જેલમાં ૧૯૧૬ ના જાન્યુઆરીમાં આપઘાત કર્યો.

૧૯૧૫ ના સપ્ટેમ્બર મહીનામાં બાલેશ્વરમાં પોલીસની નજર પડી. ત્યાં તપાસ ચાલી. યુનીવર્સલ એમ્પોરીયમમાં ઝડતી લઇ પોલીસે આજુબાજુ તપાસ શરૂ કરી. પરિણામે મયુરભંજ રાજ્યની નજીકના જંગલમાં પાંચ બંગાળીઓ પકડાયા. તેમને પકડવામાં બહુ મુશ્કેલી નડી. મેજીસ્ટ્રેટે તેમને પકડવા સશસ્ત્ર માણસોને સાથે લઇને ગયો. પાછળ પડેલા આ લોકોના હાથમાંથી છટકવાનો ઉપાય ન જોતાં એ પાંચે જણ હથીઆર લઇ સામા થયા. એક ખંડ યુદ્ધજ થયું.

સીડીશન કમીટી લખે છે કેઃ—"તેઓએ એક ગામડીઆને મારી નાખ્યો, બીજાને ઘાયલ કર્યો અને બાલેશ્વરના મેજીસ્ટ્રેટની આગેવાની નીચેની ટુકડી ઉપર ગોળીઓ છોડી. આ ઝપાઝપીનું પરિણામ એ આવ્યું કે એ જાણીતો વિપ્લવી ચિત્ત પ્રિય રોય મૃત્યુ પામ્યો અને બીજો વિપ્લવી જતીન મુખરજી ઘાયલ થયો. થોડા દિવસમાં જતીન ઘાથી મૃત્યુ પામ્યો. બીજા બે નૌજવાનો પણ પકડાયા."

## ઠેકાણે ઠેકાણે ઝપાઝપી.

આ પછી ક્રાન્તિવાદીઓને પકડવા જતાં તેઓ પણ ગોળી છોડતા. ઘણા પીસ્તોલ લઇને તૈયારજ થઇ જતા. ઢાકાના કલકતા બજારમાં એક ખંડ યુદ્ધ થયુ હતું ઘણાઓએ જીવતા ન પકડાતાં હતી ત્યાં સુધી ગોળીઓ છોડી અને પછીથી પોલીસની ગોળીઓથીજ પ્રાણ છોડયા. સાલકીયામાં પણ ગોળીઓ ચાલી હતી. ઠેકાણે ઠેકાણે આ રીતે પોલીસો અને ક્રાન્તિવાદીઓ જખમી થવા લાગ્યા. હવે તો પલાતકને નાસતો જોતાંજ પોલીસ ગોળીઓ છોડતી.

એવા પણ દાખલા છે કે અંતને સમયે થોડાજ માણસો ફકત બેચાર પીસ્તોલ વડે પણ મરતા સુધી પોલીસ સાથે લડયા છે, ગોળીઓ સહન કરી છે, મર્યા છે તે ઉપરથી લાગે છે કે દેશમાં જોઇએ તેટલા પ્રમાણમાં હથીઆરો હોત તો તેઓ ગોરલા (Gorilla) યુદ્ધનો અભિનય કરત.

## વિદ્રોહની ચેષ્ટા.

જર્મનીની મદદથી વિપ્લવની ચેષ્ટા વ્યર્થ ગઇ. એના કેટલાક મહીના પહેલાંજ બીજી રીતે પણ ક્રાન્તિવાદીઓએ હિંદમાં બળવો જગાડવાનો પ્રયત્ન કર્યો હતો. તેમને માટે બે રસ્તા હતા. એક પરદેશીઓની મદદથી અને બીજો દેશી સૈન્યને ફોડીને સશસ્ત્ર બળવાથી. દેશી લશ્કરમાં પણ પ્રયત્ન થયા. ચંદનનગરનો રાસબિહારી બસુ પંજાબમાં કામ કરતો હતો. અનુશીલન સમિતિ ચંદનનગરનું દળ તે વખતે રાસબિહારીની સાથે પ્રથમથીજ મળેલુ હતું ૧૯૧૫ ના પ્રથમ ભાગમાંજ લશ્કરને ફોડવાના તેમણે પ્રયત્નો કર્યા. બંગાળી નોજવાનોને તે માટે જુદે જુદે સ્થળે મોકલવામાં આવ્યો. ઉત્તર હિંદમાં જુદે જુદે ઠેકાણે તેઓ કામ કરવા લાગ્યા. આ તરફ અમેરિકાથી મહારાષ્ટ્રિય યુવક પીંગલે હિન્દમાં આવ્યો. તે તરતજ રાસબિહારી સાથે મળી ગયો. પીંગલેએ જણાવ્યું કે અમેરીકાથી ચાર હજાર શીખો બળવા માટે હિંદમાં આવ્યા છે. વીસ હજાર શીખો ત્યાં તૈયાર છે. ભારત વિદ્રોહની ઘોષણા થતાંજ તેઓ આવશે.

## ૨૧ મી ફેબ્રુઆરી ૧૯૧૫.

સશસ્ત્ર બળવાનો દિવસ ૧૯૧૫ ની એકવીસમી ફેબ્રુઆરી નક્કી થયો. સૈન્યને ફેરવી લેવાનું કામ તે વખતે નક્કી થયું.

ઘણું દેશી શીખ સૈન્ય તે દિવસે બળવામાં જોડાવા નક્કી થયું. બંગાળી નોજવાનો, મહારાષ્ટ્રીય પીંગળે વગેરેએ કિલ્લે કિલ્લે ફરીને સમજાવવા માંડયું. બળવાનો દિવસ નક્કી થતાં બંગાળના ક્રાન્તિવાદીઓ ઉત્સાહીત થઇ ઉઠયા. એક તરફ લશ્કર બળવો જગાવે અને બીજી તરફ નાની નાની ટ્રેઝરીમાંથી પૈસા અને રાઇફ્લો બંગાળી યુવકો લુંટી લાવે એમ નક્કી થયું. બંગાળમાં ઠેકાણે ઠેકાણે તે દિવસ માટે પોષાક પણ તૈયાર થઇ ગયા.

## વાત ફુટી ગઇ!

પરંતુ લાહોરથી પેલી ચોક્કસ કરેલી એકવીસમી તારીખ ફેરવવાનું કહેવામાં આવ્યું, કારણ એ તારીખની સરકારને ખબર પડી ગઇ હતી એવો તેમને શક હતો–તારીખ બદલાઇ, પરન્તુ તે દરમ્યાન સરકારને પણ કેટલાક સમાચાર મળી ચુકયા. ૧૨ મી હિંદી ઘોડેસ્વારીની ટુકડી (12th Indian Cavalry) માં મીરતના કીલ્લામાં બોમ્બથી ભરેલી એક પેટી સાથે પીંગલે પકડાયો. પેટીમાં બોમ્બ હતા, પણ સરકારના મત મુજબ તે અડધી રેજીમેન્ટને ઉડાવી દેવાને પુરતા હતા. પીંગલેએ ફાંસીને માંચડે પ્રાણ છોડયો. વિશ્વાસઘાતને લીધે વિપ્લવીઓની બધી તૈયારીઓ ધુળમાં મળી એટલુંજ નહિ પણ કેટલાક ક્રાન્તિવાદીઓને પ્રાણ દંડની સજા થઇ. પંજાબનું ઘણું ખરૂં શીખ લશ્કર પકડવામાં આવ્યું. આ પ્રવૃત્તિ શરૂઆતમાંજ ધુળ ના મળી હોત તો અંગ્રેજ સરકારને ખુબ મુશીબતમાં ઉતરવું પડત એમાં સન્દેહ નથી. ઠેઠ સુધી વિપ્લવવાદીઓને જય ન મળત એ વાત નિશ્ચય, પરંતુ એક જાતનો ખંડપ્રલય તો દેશમાં થઇ જાત.

આ વ્યર્થતાથી દેશવાસીઓને ઘણું શીખવાનું મળ્યું છે. અને અંગ્રેજ સરકારને આ વાત વિચારવી પડી છે કે જે લશ્કરનો ભરોસો તેઓ વધુ કરે છે, તેને ફરી જવાનો અસંભવ નથી.

## રાસ બિહારી.

છેલ્લી આશા ઉપર પાણી ફરી વળતાં રાસ બિહારી દેશ છોડીને ગયો. સીડીશન કમીટી લખે છે કેઃ—

"રાસ બિહારી તેના કાશીના અનુગામીઓને કલકતામાં છેલ્લો મળ્યો અને તેમણે કહ્યું કે "હું હવે ટેકરીઓમાં જાઉં છું અને બે એક વરસ સુધી આવવાનો નથી. મારી ગેરહાજરીમાં સચીન્દ્ર અને નાગેન્દ્રનાથ દત ઉર્ફે ગીરજાબાબુની આગેવાની નીચે આપણું મંડળ ચાલુ રાખજો તથા રાજદ્રોહી સાહિત્ય પણ ફેલાવવાનું કાયમ રાખજો."

આ ગીરજાબાબુ ઢાકાની અનુશીલન સમિતિના આગેવાનોમાંનો એક હતો. તેને અને સચીન્દ્રને નેતૃત્વ સોંપી રાસ બિહારી જાપાન ચાલ્યો ગયો. પોલીસના કેટલાય પ્રયત્ન છતાં તે પકડાયો નહિ.

૧૯૧૪–૧૫ના બન્ને પ્રકારના પ્રયત્ન નિષ્ફળ નીવડયા. ક્રાન્તિવાદીઓએ આ પછી પણ ૧૯૧૭ ની સાલ સુધી દળને મજબુત કરવાના અને રક્ષણ કરવાના પ્રયત્નો કર્યા હતા. જેઓ નાસી છુટયા હતા તેઓ વનમાં, જંગલમાં વગેરે ગમે તે સ્થળે ભટકવા લાગ્યા.

# પ્રકરણ ૧૬ મું.

## પરદેશી અંશ.

બંગાળના વિપ્લવીઓના કર્મનો એક અંશ આપણા દેશમાં છૂપોજ રહ્યો છે. અલબત! એ અંશની બધી વાત હિન્દી સરકાર જાણે છે. પરદેશી મદદના એ પ્રયત્નોનો પરિચય અહીં ટુંકામાં આપ્યો છે.

### મંત્રણા.

માણેકતલ્લા બોમ્બ કેસને ચાર વરસ થતાં એટલે ૧૯૧૦ની સાલમાં બંગાળના ક્રાન્તિવાદીઓ ખાસ વિચારવા લાગ્યા કે બોમ્બથી ગમે તે થાય પણ દેશને અંગ્રેજોના હાથમાંથી સંપૂર્ણ રીતે મૂકત કરવાનું સંભીવત નથીજ. તે માટે લોકબળ અને આધુનિક યુદ્ધનાં સાધનોની ખાસ જરૂર છે.

### શરૂઆત.

કેટલાક ક્રાન્તિવાદીઓ વિપ્લવને માટે પૈસા, યુદ્ધનાં સાધનો અને આંતર્જાતિક મદદ મેળવવાના ઉદેશથી વિદેશમાં ગયા. તેમાં સુરેન્દ્રનાથ કર અને અવની મુખરજી વગેરે હતા. ક્રાન્તિના સંગ્રામમાં આ એક અત્યંત કુશળ પગલુ હતુ. એમના પહેલાં મેડમ કામા, તારકનાથ દાસ વગેરે હિન્દની સ્વાધીનતાની વાત ચારે તરફ પ્રચાર કરતાં હતાં. પરંતુ તેઓએ ભારતની સ્વાધીનતાની સાથે આંતર્જાતિક સંબંધ વિશેષરૂપે સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો ન હતો.

## સુરેન્દ્રનાથ કરના પ્રયત્નો.

અમેરિકા પહોંચી શ્રીયુત કરનુ મુખ્ય કર્તવ્ય ત્યાંના આમ વર્ગમાં હિન્દની વાતો પ્રચાર કરવાનું અને "ગદર" સાથે હાથો હાથ મળી કામ કરવાનું હતુ. ગયા મહાયુદ્ધના સમયમાં જ્યારે પ્રેસીડેન્ટ વીલ્સને "ચૌદ શરતો" બહાર પાડી, ત્યારે આ સુરેન્દ્રનાથ કરેજ તેમાં ભારતની સ્વાધીનતાના હકકનો ઉલ્લેખ કરવા માટે પ્રેસીડેન્ટને આગ્રહ કરીને લખ્યું હતુ તેના પ્રયત્નથીજ "ગદર" સમિતિ હિન્દમાં બળવો જગાવવા માટે ત્રણ લાખથી પણ વધુ રૂપીઆ અને અસંખ્ય માણસોને મોકલી શકી હતી.

## અવની મુખરજી.

બીજી તરફ ૧૯૧૧માં મોરોક્કોમાં અશાન્તિનો અગ્નિ (a gadir ની બાબત) લક્ષ્ય કરી, તથા જર્મની સાથે અંગ્રેજ અને ફ્રાન્સને યુધ્ધ થવાનો સંપૂર્ણ સંભવ છે ધારી અવની મુખરજી વિદ્યાર્થીરૂપે બર્લિન ચાલ્યો ગયો, પણ તેનો ઉદ્દેશ ભારતમાં વિપ્લવ જગાવવા આ ઘટનાચક્રનો સુયોગ ગ્રહણ કરવાનો હતો. ત્યાં જઇ તેણે જર્મનીના રોયલ હાઉસના તે વખતના chamberlain count von wehde ની સાથે પરિચય કર્યો અને જર્મન સરકાર ઉપર પોતાનો પ્રભાવ પાડી હિન્દમાં બળવો જગાવવા માટે પૈસા અને અન્ય સાધનો મેળવવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ શાહીવાદની પ્રકૃતિ—પછી તે જર્મન ફ્રાન્સ, ઇંગ્રેજ, અમેરિકન કે જાપાન ગમે તે જાતિ કેમ ન હોય—અન્ય શાહીવાદને નસાડી પોતાની પ્રતિષ્ઠા

જમાવવાજ ઇચ્છે. કોઇપણ પતિત જાતિની સ્વાધીનતાના સંગ્રામમાં તેઓ માથુ દુ:ખવવા ચહાય નહિ. આથી એ ક્ષેત્રે ભારતમાં જર્મનીના અધિકાર વિસ્તારની કંઇ સંભાવના નથી એમ જાણી જર્મન સરકારે મુખરજીની વાત પ્રત્યે ધ્યાન ન આપ્યું. વધુમાં જે જર્મની અંગ્રેજોના ભયાનક શત્રુ તરીકે ઓળખાતું તે મુખરજીની હાંસી કર્યા વિના પણ ન રહ્યું. અને છેવટે તેને દેશમાંથી પણ બહિષ્કાર કરી દીધો. એ રીતે બંગાળના ક્રાન્તિવાદના ડીપ્લોમેટીક યુગના પ્રથમ અધ્યાયની સમાપ્ત થઇ.

## બીજી તક.

૧૯૧૪ ની શરૂઆતમાં કેટલાક બંગાળી ક્રાન્તિવાદીઓ સ્વામી વિવેકાનંદના ભાઇ અને યુગાન્તરના પ્રથમ સંપાદક શ્રીયુત ભૂપેન્દ્રનાથ દત્તના નેતૃત્વાધીને બર્લિનમાં હતા. હિન્દીની મૂકિતને માટે ભૂપેન્દ્રનાથ, અવની વગેરે પરદેશી સહાયની આવશ્યકતા સમજી યુદ્ધ જાહેર થતાની સાથેજ જર્મન સરકારને દ્વાર જઈ ઉભા. પરંતુ જર્મન સરકારને દ્રઢ વિશ્વાસ હતો કે એ યુદ્ધમાં તેમનો અવશ્ય વિજયજ હતો અને તેને પરિણામે હિન્દુ અંગ્રેજોના હાથમાંથી મૂકત થઇ પોતાના હાથમાં આવશે. એ વિશ્વાસે રહી આ વખતે પણ તેણે વિપ્લવીઓની ઉપેક્ષાજ કરી. પરંતુ "માન" બીહારે જર્મન યોદ્ધાઓની આંખમાં "જ્ઞાનાંજન" આંજી દીધું. એકત્ર થએલી બ્રિટિશ શકિતને વિચ્છિન્ન કરવા માટે એ વખતે તેમણે હિન્દી ક્રાન્તિવાદીઓને બોલાવી મંગાવ્યા અને સશસ્ત્ર બળવા માટે તેમને દરેક પ્રકારે મદદ કરવા પ્રતિજ્ઞા કરી. પરંતુ પ્રચુર ધનની મદદ કરવા

છતાં પણ અનેક કારણે અને જર્મનીની આંતરિકતા અને વિશ્વાસને અભાવે બધા પ્રયત્નો વ્યર્થ નીવડયા. એ ઢીલચાલજ પડી ભાંગી. અત્રે એક વાત કહેવી જરૂરની છે. જર્મનીની મદદ માગવામાં કંઇ બધા વિપ્લવીઓ એકમત થયા ન હતા અનેકે નવીનચંદ્રની સુકિત સ્મરણ કરી હતીઃ—

"મારી કાટિ લાભિ કોહિનૂરં"

અંતે જર્મની શું ભારતવર્ષને છોડીજ દેશે ? પરંતુ એમ માનનારી સંખ્યા અગણ્ય હતી.

## વિરાટ્ આન્દોલન.

જર્મન સરકારના સહાય કરવાના પ્રસ્તાવથી જે આન્દોલન ચાલ્યું તે ભૂપેન્દ્રનાથ અને તેમના સહકર્મીઓના પ્રયત્નથી માત્ર બંગાળીઓનુજ આન્દોલન ન રહ્યું, પણ તે ભારતવ્યાપી બની રહ્યું. રાજા મહેન્દ્રપ્રતાપ, બરકતુલ્લા, વીરેન્દ્ર, ચટોપાધ્યાય, ડોકટર મનસુર હરદયાળ, વગેરે વિપ્લવવાદીઓએ સુગઠીત થઇ એક સભા સ્થાપી. બર્લીનમાંના હિન્દી વિદ્યાર્થીઓમાંથી કર્મીઓને ચુંટી કાઢયા, અને આઝાદીના જંગમાં ભારતવાસી માત્રને ઉતેજીત કરવા માટે પૈસા આપીને તેમને દુનીઆના બધા દેશોમાં મોકલવામાં આવ્યા. તેમાંના કેટલાક ૧૯૧૫ ના જાન્યુઆરીમાં હિંદમાં પહોચ્યા. આ આવનારમાં જે સૌથી પહેલો આવ્યો તે રાસબિહારીને મળ્યો રાસબિહારી સાથે અનુશીલન અને શીખ સૈન્ય, શીખ વિપ્લવીઓ વગેરે પુષ્કળ જનબળ હતુ તે સમયે તેના મનમાં પૈસા અને હથીયારોની તીવ્ર આકાંક્ષા હતી. બીજી તરફ સ્વ. જતીન્દ્રનાથ વગેરે પણ સુસજ્જિત હતા.

## લશ્કરમાં નીરાશા.

આ તરફ દેશી લશ્કરની અને પીંગલે વગેરેના સહયોગથી ક્રાન્તિવાદીઓ જે બળવો જગાડવાના પ્રયત્નો કરતા હતા તે ૧૯૧૫ ની શરૂઆતમાંજ નિષ્ફળ નીવડયા. આખા હિન્દના લશ્કરમાં બળવાની વાત ફેલાઇ ગઇ હતી. પણ લાહોરની ધરપકડ પછી લશ્કરમાં એક પ્રકારનો ભય ફેલાયો. ક્રાન્તિવાદીઓની કાર્ય નિપૂણતા માટે તેમના હૃદયમાં નીરાશા ઉપજી. ઘણા શીખ લશ્કરીઓને મ્હોતની સજા થઇ હતી. તે વખતે લશ્કરમાં ફરીથી તેવી ગોઠવણ નહિ થાય, એમ ધારી રાસબિહારી તે સમયે જાપાન ગયો.

## સોનેરી સ્વપ્ના.

રાસબિહારીએ ૧૯૧૫ ના ફેબ્રુઆરીમાં હિંદનો કિનારો છોડયો. ક્રાન્તિવાદીઓએ તે સમયે પણ આશા છોડી ન હતી. બધાની નજર પરદેશ તરફ હતી. બે મહીના નીકળી ગયા પણ રાસબિહારી તરફથી કંઇ ખબર ન આવી. તે સહીસલામત પહોંચ્યો છે એટલીજ માત્ર ખબર જેમણે જાણી તેમણે પણ તે ગુપ્ત રાખી. સમિતિએ અધીરા બની અવનીને બોલાવ્યો અને શું થયુ તેની ખબર કાઢવા તેને મોકલ્યો. તે જાપાન પહોંચી રાસબિહારી અને ભગવાનસીંગ વગેરે સાથે ક્રાન્તિના આયોજનમાં પડયો. છેવટે એમ નક્કી થયું કે હથીઆરો સાથે ત્રણ સ્ટીમરો અને કેટલાક જર્મન expert હિન્દમાં મોકલવામાં આવશે. આ ગોઠવણ અનુસાર Moverick Henry S. અને બીજી એક સ્ટીમર હથીઆરોથી ભરીને હિંદમાં ક્રાન્તિનો અગ્નિ પ્રજ્વલિત કરવા માટે અમેરિકાથી નીકળી. આ સમાચાર લઇ એક

જણુ હિંદમાં આવ્યો. આ ખબર મળતાંજ પરદેશી નીતિથી અજાણ્યા હિંદી વિપ્લવીઓ સોનરી સ્વપ્નાં સેવવા લાગ્યા. તેઓ ગમે તે પ્રકારે ગમે તેવા કર્મીઓ એકઠા કરવા લાગ્યા. આ રીતે આ હીલચાલમાં અનેક પ્રકારના અર્થલિપ્સુ માણસો પેસી ગયા.

## વિશ્વાસઘાતી કુમુદનાથ મુખરજી.

બાંગકોકનો વકીલ કુમુદનાથ મુખરજી એ રીતેજ આ દળમાં આવી પડયો. માત્ર પૈસાને ખાતરજ આ સ્ટીમર સંબંધી ખબર તે હિંદમાં પહોંચાડવા કબુલ થયો. હિંદમાં આવી જતીન્દ્રનાથના સહકર્મી નરેન્દ્ર ભટ્ટાચાર્યની સાથે તેની મુલાકાત થઇ. પરંતુ જતીન્દ્રનાથ કુમુદ-નાથે આણેલી ખબરથીજ સંતોષ પામ્યો નહિ. વધુ તો પૈસા આપતાં વાર થાય છે જોઇ તેણે નરેન્દ્રને જાવા મોકલી દીધો. નરેન્દ્ર ત્યાં પહોંચી જર્મનીના તે વખતના અર્થ સચીવના ભાઇ Helfferich ની સાથે પરિચિત થયો. તેણે નરેન્દ્રને રાસબિહારીના પચાસ હજાર ગીલ્ડર્સ ( પાંસઠ હજાર રૂપીઆ ) આપ્યા. તે વખતે રાસબિહારી સાંગહાઇ હતો. રૂપીઆ અને સ્ટીમર આવી પહોંચવાની તારીખના સમાચાર સાથે નરેન્દ્ર બંગાળમાં પાછો ફર્યો. જતીન્દ્રનાથ વગેરેએ યુદ્ધનાં સાધનો ગ્રહણ કરવાની તૈયારી કરી. આ વાત પહેલાંજ કહેવાઇ ગઇ છે. પરંતુ એ તૈયારીઓની વાત જાહેર થઇ જતાં ક્રાંતિવાદીઓને કાર્યક્રમ બદલવો પડયો અને તેથી એ સમાચાર લઇ નરેન્દ્ર ફરી જાવા ગયો.

પૂર્વોક્ત કુમુદનાથની સાથે નરેન્દ્રનો વિરોધજ ૧૯૧૬ માં સર્વ નાશનું કારણ થઇ પડયો. નરેન્દ્ર બીજી વખત જાવા ગયો પછી

કુમુદનાથ સાથે પૈસાટકાની બાબતમાં તકરાર થઇ. અને તેટલાજ માટે કુમુદનાથે સીંગાપોર જઇ લડાઇનાં સાધનોથી ભરેલી સ્ટીમરની ખબર સાથે બધી બાતમી અંગ્રેજ સરકારને આપી દીધી. છૂપી વાતો બધી જાહેર થઇ જતાં બ્રીટીશ સીંહે જાવાની ક્ષુદ્ર ડચ સરકાર ઉપર એવુ દબાણ કર્યું કે પરિણામે ત્યાં જર્મન કાવતરૂ અસંભવ થઇ પડયુ. નરેન્દ્ર બ્હાનુ કાઢી પ્રથમ ચીનમાં ચાલ્યો ગયો. ત્યાર પછી અમેરીકા જઇ મેકસીકોવાસી થયો. આ રીતે બંગ ક્રાન્તિવાદીઓના યુદ્ધ સબંધી પ્રયત્નનું એક તરફથી અવસાન થયું.

## પુનશ્ચ હરિ ૐ

છતાં ફરીથી પાકા પ્રયત્નો થયા. રાસબિહારીની તપાસ કરતો અવની તેને ટોકીયોમાં મળ્યો. તે ઉપરાંત મનીલા (manilla) થી પલાયિત "ગદર" સમિતિના પંજાબી નેતા ભગવાનસીંગની સાથે પણ મુલાકાત થઇ. સાબરવાલ વગેરેના જેવા બીજા પણ કેટલાક પંજાબી અને બંગાળીઓ ક્રાન્તિ માટે સંકલ્પ કરી ત્યાંજ રહેતા હતા. જાપાન પહોંચ્યા પછી અવનીએ રાસબિહારીના નેતૃત્વ નીચે બધાને એકત્ર કર્યા અને ચીનમાંના જર્મનોને જણાવ્યું કે તેઓ તેમની સાથે મળવા ઇચ્છે છે. આ સમાચાર મળતાંજ પેકીંગના જર્મન એલચીએ પોતાના કેટલાક સહકર્મી અને expert લઇને એક મીજલસ ગોઠવી અને જાપાનમાં અવની રાસબિહારી અને ભગવાનસીંગને નિમંત્રણ મોકલ્યું. ભગવાનસીંગ અને રાસબિહારી માટે તે સમયે ચીન દેશ સલામત ન હતો, કારણ ત્યાંના અંગ્રેજ અધીકારીઓને ખબર મળતાંજ તેમને ગીરફતાર કરત. Extra

territorial સત્તાદ્વારા તેઓ ઇચ્છા થતાંજ તેમને ગીરફતાર કરી શકત, તેથી અને કદાચ વખતસર ન પહોંચી શકાય એવી આશંકાથી એક હિન્દીને પહેલેથીજ તેમના પ્રતિનિધિ તરીકે ઉકત મીજલસમાં મોકલ્યો હતો. પેકીનમાં એ લોકો કાંઇ નિશ્ચય ઉપર આવે તે પહેલાંજ જાપાનથી અવની અને ભગવાનસીંગ સાથે રાસબિહારી શાંગહાઇ પહોંચ્યો. ત્યાંના જર્મન કોન્સલે તેમનો સત્કાર કર્યો. આ પછી પણ એક કોન્ફ્રન્સ બોલાવવામાં આવી. તેમાં રાસબિહારી વગેરે હિન્દી વિપ્લવવાદીઓ, જર્મન એલચીઓ અને કેટલાક expert હાજર રહ્યા. અને એ સભામાંજ હથીઆરસહ સ્ટીમરો અને અર્થ સમસ્યાની ચર્ચા થઇ. પરંતુ આવાહનની સાથેજ વિસર્જનના મંત્રો ભણાયા. અવની હિન્દમાં પાછો આવતાં રસ્તામાં સીંગાપુરમાં તેની નોટ બુક સાથે પકડાઇ ગયો.

## હથીઆરવાળી સ્ટીમરો ગઇ કયાં ?

હથીઆરથી ભરેલી સ્ટીમર બંગાળ તરફ આવતી હતી તે અગાઉ જણાવ્યું છે. હાતીયા, કલકત્તા અને બાલાસોરમાં તે ઉતારવાની તૈયારીઓ થઇ હતી, તે પણ જણાવ્યું છે. પરન્તુ તે ત્રણે સ્ટીમરો ગઇ કયાં ?

જે ત્રણ હથીઆરબંધ સ્ટીમરો હિંદ તરફ આવવાની વાત હતી તેમાંની જે ખરેખરજ એ રસ્તે આવતી હતી તેને આન્દામાનની નજીક અંગ્રેજ ક્રુઝર H. M. S. Cornwall એ ડુબાડી દીધી.. બીજી બે Henry S. અને Maverick ના માલેકોએ સંતલસ

કરી સુમાત્રા, જાવા વગેરે દક્ષીણુમાંના દક્ષીણ સમુદ્રના બેટોમાં જઈ હથીઆરો મેક્સીકોના પ્રસિદ્ધ ઓમ્બેટીઆ વીલાને વેચી નાખી પૈસા ખીસામાં મૂકયા! ત્યાર પછી ૧૯૧૬ માં Helfrich એ બન્ને સ્ટીમરો અમેરિકાના વહેપારીને વેચી નાખી સ્વાધીનતાના પ્રયત્નમાં હિન્દ અને જર્મની વચ્ચે જે સંબંધ બંધાયો હતો તે એ રીતે નિઃશેષ થયો. એ સંબંધમાં જર્મનીની શાહીવાદી સરકારે ત્રણ મીલીયન ડૉલર (લગભગ એક કરોડ રૂપીઆ) થી વધુ ખર્ચ્યા હતા. એ પણ સત્યજ છે કે આ રૂપીઆનો કેટલોક ભાગ કેટલાક કહેવાતા હિન્દી ક્રાન્તિવાદીઓના ખીસામાં જઈને પડયો છે પરંતુ મોટો ભાગ તો Hellferio, Rudde meer વગેરે જે બધા જર્મનો એ સંબંધમાં આવ્યા હતા તેમનીજ તીજોરીમાં પાછો ગયો છે.

આ બધા ક્રાન્તિના પ્રયાસો વ્યર્થ જતાં પણ ક્રાન્તિવાદીઓએ આમાંથી શીખામણ મેળવી છે કે સમાજના ઉપર પૈસાનો પ્રભાવ કેટલો છે અને વિદેશમાંનુ કોણ કેવુ સુહૃદ છે!

એટલું પણ ચોક્કસ કે જર્મની અને અંગ્રેજ પરસ્પર લડતા હતા, પરન્તુ બન્નેયનુ લક્ષ્ય હતુ એક-તે લક્ષ્ય જગતના ઉપર શાહીવાદનો પ્રભાવ વિસ્તાર. આથી યુદ્ધક્ષેત્રમાં અંગ્રેજોને કંઈક દુર્બળ કરી નાખવાના હેતુથીજ જર્મનીએ હિન્દમાં બળવો જગાવવાનુ ઇચ્છયુ હતુ. હિન્દની સ્વતંત્રતા મેળવે એમ તે ઇચ્છતુ ન હતુ, પણ સ્વાર્થેજ તેને એ કાર્યમાં ઉત્સાહીત કર્યુ હતુ.

## વિદેશમાં બળવા.

આ ભાવ વિદેશમાંના ક્રાન્તિવાદીઓના હૃદયમાં ઉત્પન્ન થવાથી

તેમણે એ દીશામાંથી પોતાની પ્રવૃત્તિ પાછી ખેંચી લીધી.

ઘણાય વિદેશની સામુદાયીક ચળવળ તરફ આકર્ષાયા. આ બધાં કારણોથી હો યા ગમે તે કારણોથી હો પણ વિદેશમાંના બંગ ક્રાન્તિ-વાદીઓમાંના કોઇ કોઇ રૂશીઆના સોવીએટ દળમાં જોડાયા. કોઇ કોઇએ ત્યાં લગ્ન કર્યાં છે. માનવેન્દ્ર ઉર્ફે નરેન્દ્ર "માર્ટીન" અંગ્રેજ કન્યાને (હાલનુ નામ શાન્તિદેવી) ને પરણ્યો છે. અવનીએ એક રૂશીઅન રમણી સાથે લગ્ન કર્યું છે. સીંગાપુર કીલ્લાના કારાવાસ-માંથી પલાયન કરી અવની જાવામાં ગુપ્તપણે રહેતો હતો. સોવીએટ ચળવળથી આકર્ષાઇ તેને કાર્યમાં પરિણત કરવા માટે અવનીએ જાવા છોડવાનો નિશ્ચય કર્યો. ખાસ કરીને તો જાવા ગવર્નમેન્ટ તેના સ્થાનની ખબર જાણી એવી વ્યવસ્થા કરતી હતી કે ત્યાં રહેવુ તેને માટે અસંભવ થઇ પડયુ હતુ. નાસી જવાનો ઉપાય ન મળતાં એક ધનવાન યુરોપ જતી વ્યકિતના નોકર તરીકે તે મોસ્કો ચાલ્યો ગયો. તે પ્રથમથી આવેલા નરેન્દ્ર અને બીજા ક્રાન્તિવાદીઓને મળ્યો. અવની અને નરેન્દ્રને કેટલીક આંતર્જાતીક કોન્ગ્રેસમાં હિંદી પ્રતિનિધિ રૂપે સ્વીકારવામાં આવ્યા હતા. બંગાળાના ક્રાન્તિવાદીઓ-માંના કોઇ કોઇ આ રીતે વિદેશમાં રહી બોલ્શેવીક રૂશીઆના ભાવથી ભાવુક થઇ પડયા છે.

આ તરફ હિંદમાં ૧૯૧૫ ના ફેબ્રુઆરીમાં બળવાનો પ્રયત્ન વ્યર્થ ગયા પછી તેજ વર્ષના માર્ચ માસમાં ડીફેન્સ ઓફ ઇન્ડીયા એક્ટ પાસ થયો. એ વખતે બર્મામાં (રંગુનમાં) પણ ધાંધળ મચ્યુ. ત્યાંનુ કાવતરૂ પણ જાહેર થઇ ગયુ.

# પ્રકરણ ૧૭ મું.

## ક્રાન્તિની અંતીમ જવાલા.

૧૯૧૬ માં પણ બંગાળમાં તથા બંગાળની બહાર ક્રાન્તિવાદીઓ પુરજોરથી કામ કરતા હતા. તે વખતે બધાય પલાતક હતા. તેથી હંમેશાં તૈયારજ રહેતા. ગમે તે વખતે પકડાઇ જવાનો સંભવ ઘણોજ હતો. પરન્તુ તે વખતના જે પરિચાલકો હતા તે પકડાયા નહિ. ખુન, ચોરી, લુંટ, વગેરે ચાલવા લાગ્યું.

## ૧૮૧૮ નો રેગ્યુલેશન.

૧૯૧૬ ની આખરમાં ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડેન્ટ બસંતકુમાર ચટોપાધ્યાયના ખુનના કેટલાક દિવસ ધરપકડ મજબુતપણે થવા લાગી. ઘેર ઘેર ગીરફતારી ચાલી. ડીફેન્સ ઓફ ઇન્ડીયા એકટની ૧૮૧૮ નો રેગ્યુલેશન પણ ઉમેરાયો. જેઓ પહેલાં નજર કેદ હતા તેમાંનો ઘણો ભાગ State prisoner થઇ જેલમાં આવ્યો. તે વખતના ક્રાન્તિવાદીઓનાં દુઃખની વાત તો જેને વિત્યુ હોય તેજ સમજી શકે.

## બસન્તકુમારના ખુનીઓ.

બસન્ત બાબુના ખુનમાં સંડોવાએલા બધા પકડાયા. સીડીશન કમીટી લખે છે કેઃ—

"આ ખુનનો પ્રયત્ન કરનારા ખુન થયા પછી થોડા દિવસમાંજ પકડાઇ ગયા, તેમાંના હાલ બે સ્ટેટ પ્રીઝનર છે, અને એક જણ (નલિનીકાન્ત ઘોષ) પકડાયો છતાં દોલન્દાથી નાસી ગયો. પાછળથી

૧૯૧૮ માં જાન્યુઆરીમાં પોલીસની સાથે લડાઇ કરી પકડાયો. ચાર જણને રાજકેદી કરવામાં આવ્યા. પાંચમાને દોલન્દામાં અટકમાં રાખવામાં આવ્યો તે ત્યાંથી નાસી ગયો. હાલ (૧૯૧૮) માં તે પણ ગીરફતાર થયો છે.

## છત્રીનો ઉપયોગ !

ઘણા ક્રાન્તિવાદીઓએ રસ્તામાં સામા મળતા. પોલીસની આંખમાં પણ ધુળ નાખીને પકડાતા બચી ગયા છે. તેમની પાસે એક છત્રીજ તેમનુ સાધન હતુ. બારે માસ છત્રી તો હાથમાં ખરીજ. છત્રી તાપ તડકાથી તો રક્ષણ કરતીજ. તે ઉપરાંત જે બાજુ સી. આઇ. ડી. અમલદાર જતો હોય તે બાજુ છત્રી જરા નીચી કરી દેવામાં આવે એટલે એ તરફથી મોઢુ દેખાવાનો સંભવ રહેજ નહિ.

દોલન્દામાં ઘણા ક્રાન્તિવાદીઓને રાખવામાં આવ્યા હતા. રાત દહાડો પહેરો હતો ત્યાંથીએ તેઓ નાસી છુટયા છે. પકડવા માટે કેટલાય પ્રયત્નો છતાં પકડાતા નહિ. ન પકડાવા દેવા માટે તેમને અપાર કષ્ટ સહન કરવાં પડતાં તે એકાદ બે પલાતકના જીવન ઉપરથી સમજાશે.

## નલીની બાગચી.

તે મુરશીદાબાદનો હોઇ ભાગલપુર કોલેજમાં તેને ભણવા મોકલવામાં આવ્યો. બિહાર પ્રદેશમાં તે ક્રાન્તિવાદનો પ્રચાર કરતો. કેટલાક દિવસ પછી એ બંગાળી તરફ પોલીસની નજર પડી. નલીની ભણવાનુ છોડી પલાતક (absconder) બન્યો. બિહારમાં તે એકદમ પકો બિહારી બની ગયો. માથે ચોટલી, મોટા ધોતીયાનો કચ્છ, બીહારી જામો,

અને મોઢામાંથી શુદ્ધ બિહારી ભાષાનોજ વરસાદ! બિહારના જીલ્લે જીલ્લામાં અને સ્કુલ કોલેજમાં તે બિહારી બનીનેજ ચાલવા લાગ્યો કેટલાક દિવસ પછી પાછો પોલીસની નજરે પડયો, પણ તે બંગાળી યુવક નલીની તરીકે નહિ. પોલીસો તેને બિહારવાસીજ સમજવા લાગ્યા તેને ન છુટકે બિહાર છોડવુ પડયું. હવે નલીની બંગાળમાં આવ્યો. ડીબ્રુગઢ થઇ ગૌહતી ગયો. ૧૯૧૭ની વાત છે. બંગાળ તે વખતે ભાંગ્યું હાટ હતું–ધરપકડ અને ઝડતીઓ ચાલુ હતી છેવટે ક્રાન્તિવાદીઓના આગેવાનો સમજ્યા કે બંગાળમાં રહેવું સહી સલામત નથી તે વખતે આસામમાંજ સારા સારા કર્મવીરોનો એક Reserve force રાખવાનું નકકી થયું. નલીનીને ગૌહતી રાખવામાં આવ્યો.

## પોલીસ સાથે લડાઇ.

એક દિવસે પાછલી રાત્રે બંદુક પીસ્તોલના ધડાકાથી ગૌહતીવાસીઓની નિદ્રા ઉડી ગઇ. ગૌહતીમાં ધાંધલ મચી ગયુ. અરાઢ જણુ બી. એ. એમ. એ. પાસ થયેલા બાબુઓ બોમ્બ પીસ્તોલ સાથે એક મકાનમાં રહેતા હતા. કોઇ પકડાએલા ક્રાન્તિવાદી પાસેથી બાતમી મેળવી ૧૯૧૭ના જાન્યુઆરીની ૯મી તારીખે કલકત્તાની પોલીસ એ મકાનને ઘેરી વળી. ક્રાન્તિવાદીઓ નિશ્ચિતપણે ઉંઘે એ બનેજ નહિં. આ રીતે રહેતી વખતે રીવોલ્વર બીછાનાની નીચે રાખી એક જણુને ચોકી કરવા બારી પાસે બેસાડીને સુતા હતા. બે કલાકે પહેરો બદલાતો. ક્રાન્તિવાદીઓનો આ જાણે કિલ્લોજ હતો. પોલીસને જોતાંજ બધાંને ઉઠાડવામાં આવ્યા–પણ ગુપચુપ શું કરવું તે ક્ષણુમાંજ નકકી થયું. રીવોલ્વર અને પીસ્તોલથી સજ્જ થઇ

બધાએ બહાર આવી પોલીસના ઉપર ગોળીઓ છોડવા માંડી. શરૂ-આતમાં તો આ ઓચીંતા હુમલાથી પોલીસોમાં ગભરાટ ફેલાઇ ગયો. તેમના ગભરાટનો લાભ લઇ ઘણા ક્રાન્તિવાદીઓ પર્વત તરફ નાસી ગયા, પરંતુ બપોરે અસંખ્ય પોલીસો રાઇફલ અને બંદુકથી સજ્જ થઇ પર્વતને ઘેરી વળ્યા તે વખતે પણ બન્ને તરફથી ગોળીઓનો વરસાદ વરસ્યો. પરિણામે અનેક જણ ઘાયલ થઇ પકડાયા બે જણ નાસી ગયા તેમાં એક નલીનીજ હતો. છ દીવસની મુસાફરી પછી પહાડ ઓળંગી તેઓ લામડીંગ સ્ટેશને આવી પહોંચ્યા પણ એમ નાસી છુટવું કંઇ સ્હેલ હતું ? નહિ ખાવાનું, નહિ પીવાનું, નહિ ઉંઘવાનું, દિવસને રાત પહાડ ચઢવાના અને ઉતરવાના તે ઉપરાંત પોલીસનો ડર તો તેવોને તેવોજ. કદી ઝાડ ઉપર તો કદી પર્વતના સૌથી ઉંચા શીખર પર કે પથ્થરપર સુઇને રાત ગાળવી પડી હતી અવિશ્રાન્ત ઝડપથી ચડતાં ઉતરતાં હાથે પગે ફોલ્લા પડયા હતા. તળીઆં સુઝી ગયાં હતાં આટલુ પણ બાકી હોય તેમ પહાડના વિષાકત જીવડા તેમને માથે અને પીઠ ઉપર ચોંટી પડતા. ગમે તેટલા ઉખાડતાં ઉખડે નહિ. આ જીવડાના વિષના દુઃખથી જર્જરિત થઇ તેઓ થાકી જતા. પર્વતમાંજ પ્રાણ જવા જેવું લાગ્યું. છતાં મોતને માટે તેઓ આસા-મની પોલીસના હાથમાંથી છટકયા–ગૌહતીથી નલીની બિહાર ગયો ત્યાં રહેવું સલામત ન લાગવાથી બંગાળામાં આવ્યો. હાવરા સ્ટેશને ઉતર્યા બાદ નલીનીએ જોયુ કે કોઇ તેને લેવા આવ્યું ન હતું ક્રાન્તિ-વાદીઓ કયાં છુપાએલા હશે તે કોણ જાણે ? નલનીને એ ભયનું કારણ જણાયું. સાથે હતી માત્ર એક રીવોલ્વર–કયાં જાય? એક

પખવાડીયાથી પણ વધુ વખતના ઉજાગરા, અનિયમ અને અનાહારથી શરીર લથડી ગયું હતું. ઝેરી જીવડા તો હજી માથામાં અને પીઠે ચોંટેલાજ હતા. હાવરાથીજ સખત તાવ ચઢયો. નિરૂપાય થઇ મેદાનમાંજ એક ઝાડ નીચે સુઇ ગયો દિવસ અને રાત શબવત્ ત્યાં પડી રહ્યો. બીજે દિવસે સદ્ભાગ્યે એક પરિચિત ક્રાન્તિવાદીની નજરે તે પડયો. પેલાએ તેને ઉઠાવ્યો. આખે શરીરે બળીઆ નીકળેલા. ક્રાન્તિવાદીઓ બધાય પકડાઇ ગએલા. કલકત્તાની સ્થિતિ શોચનીય હતી. કોઇના હાથમાં પૈસા ટકા મળે નહિ. બેચાર જણ જે હતા તેઓ પણ ખરાબ સ્થિતિમાં આવી પડયા હતા.

## જીવ સટોસટની લડત.

કલકત્તાની એક નાની કોટડીમાં નલીનને રાખવામાં આવ્યો. બળીઆથી તેની આંખો અને મોં ઢંકાઇ ગયાં હતાં. પૈસાને અભાવે સારવાર પણ બરાબર ન થઈ. ખાવામાં માત્ર દહીંનુ પાણી અને ખાંડજ. ત્રણ દિવસ તો બોલાયું નહિ. આ કોટડીમાં માત્ર એકજ ક્રાન્તિવાદી ગુપ્તપણે રહેતો હતો જો મૃત્યુ પામે તો સ્મશાનમાં લઇ જવા માણસોય ન મળે. આથી વધુ દુઃખના ડુંગર હોતા હશે? નલીની તેમાંથી પણ બચ્યો. સારો થઇ તેણે પાછો ઢાકામાં જઇ બુઝાઇ જતા ક્રાન્તિવાદને સતેજ કરવાનું માથે લીધુ. નલીની સાથે તારીણી મજુમદાર જોડાયો. પણ પોલીસ તેમની પાછળજ પડી હતી. ૧૯૧૮ની પંદરમી જુનની સવાર નલીની અને તારીણી માટે ભયંકર નીવડી. એ ક્રૂરમી સવારે પોલીસે તેમના આવાસને ઘેરી લીધો. બન્ને જણા પીસ્તોલ લઇ સામી છાતીએ લડ્યા. આ જીવ સટોસટની લડત

હતી. અસંખ્ય પોલીસો ઘાયલ થયા, પણ તારોણીને ગોળી વાગવાથી તે ત્યાંજ પડયો અને મૃત્યુ પામ્યો. નલીની હવે એકલોજ પડયો. તેનો સાથી તો આ દુનિયાનો ત્યાગ કરીને જતો રહ્યો હતો. ગોળીઓનો મારો ચાલુ હતો, તેમાં નલીનીએ યાહોમ કરી ઝંપલાવ્યું પણ એટલામાં તો સનનન કરતી એક ગોળી આવી અને તેને વીંધી નાખ્યો. નલીની ભોંય પર પડયો એટલે તરતજ પોલીસે તેને પકડી લીધો. તેને તરતજ હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યો જયાં આ જવાંમર્દે સ્વાધીનતાની લડતમાં ઝઝુમી પોતાના પ્રાણ છોડયા. તેના છેલ્લા નિઃશ્વાસ સાથે ક્રાન્તિના અગ્નિની શેષ શિખા પણ લુપ્ત થઇ.

## મ્હોતને થાપ.

બળવા વીર અવની મુખરજી સીંગાપુરમાં તેની નોટ બુક સાથે પકડાઇ ગયો તે આપણે જોઇ ગયા છીએ. તેને કીલ્લામાં રાખવામાં આવ્યો હતો. છેવટે તેને કોર્ટ માર્શલની સજા થઇ. હવે નાસી છુટવુ શી રીતે? અજાણ્યા દેશમાં કોણ મદદ કરે? પણ અવની ચાલાક હતો. તેણે કીલ્લાના જેલ ખાતાના વિદેશી અમલદારોની મહેરબાની મેળવી. અવનીને કીલ્લા બહાર કાઢવાનું નકકી થયું. પરંતુ ત્યાર પછી સમુદ્ર ઓળંગવો શી રીતે? ચારે બાજુ સખત પહેરો કીનારા ઉપર ચઢતાં અને ઉતરતાં પોલીસની નજર પડે. પરંતુ અવનીએ કેટલાક જાપાનીઓ સાથે નૌકામાં આવી "જળકેલી" કરવાનો અભિનય કરતાં તે બીજે કીનારે આવી પહોંચ્યો. કદી નૌકામાંથી પાણીમાં કુદી પડે, કદી કીનારે નીકળે એમ કરતાં અવની કીનારેજ

રહી ગયો અને જાપાનીઓ નૌકામાંજ રહ્યા. સુકાન ફેરવવું શરૂ થયું. પહેરગીરોએ ધાર્યું કે પાણીમાં રમનારા બધાય ચાલ્યા ગયા. એ રીતે અવની સીંગાપુરના કીલ્લામાંથી મ્હોતને થાપ આપી નાઠો. પછી જવું ક્યાં ? બધેય પકડાઇ જવાની ધાસ્તી. ન છૂટકે અવનીએ કીનારે કીનારે ચાલવું શરૂ કર્યું. ભયંકર પ્રાણીવાળા જંગલમાં થઇને ચાલવા લાગ્યો. ક્યાં જતો હતો તે પણ ખબર ન હતી. અજાણ્યો દેશ, ઉપર આકાશ, એક તરફ અનંત સમુદ્ર, બીજી તરફ અભેદ વન, આહાર નહિ, નિદ્રા નહિ. પરંતુ સદ્ભાગ્યે એ સમુદ્રના તીરને ઘસાઇને એક નૌકા જતી જોઇ. ખારવા એની ભાષા ન સમજે, તે ખારવાની ભાષા ન સમજે. એ એક રીતે ઠીકજ થયુ. તે કોણ હતો તે જાણવાની આકાંક્ષા છતાં ખારવાઓ તે જાણી શકયા નહિ. તેની પાસે જે થોડા પૈસા હતા તે તેણે ખારવાઓને આપી દીધા. તેઓ એ તરફનાજ એક બેટના રહેવાસી હતા. તેઓએ તેને નૌકામાં લઇ લીધો. કંઇ ખાવાનુ પણ ન આપ્યુ અવની સુમાત્રા આવ્યો. ત્યા પકડાઇ જવાના ભયે નોકર બની જઇને એક ગૃહસ્થની સાથે યુરોપમાં મોસ્કો શહેરમાં નાસી ગયો.

# પરિશિષ્ઠ अ

બંગાળાના ક્રાન્તિવાદીઓ ઉપર પોલીસે અત્યાચાર કર્યા હતા એમ ઘણી વાતો ઘણે સ્થળે ચાલી હતી. ૧૯૧૬ ની આખરમાં ભીષણ અત્યાચારની વાતો દેશમાં ફેલાઇ ગઇ હતી.

શ્રી અરૂણચંદ્ર ગુહે મીદનાપુરથી બંગાળ ગવર્નમેન્ટને દરખાસ્ત મોકલી. દરખાસ્તમાં બીજી વાતોમાં આ વાત પણ લખી હતી કે:

૧ અરજદારને ફીડ સ્ટ્રીટની સ્પેશીઅલ બ્રેંચ પોલીસ ઓફીસમાં લઇ જતી વખતે ક્રુરતાથી મારવામાં આવ્યો હતો. જેને પરિણામે તેને કપડામાં ઝાડો થઇ ગયો હતો. તેને દુકાનેથી ગીરફતાર કરતી વખતે જોડા તથા કપડાં પણ લેવા દેવામાં આવ્યાં ન હતાં.

૨ અરજદારને ૨૨ મી જુલાઇ સુધી (૮ મી જુલાઇએ પકડાયો હતો) કોઇ કોર્ટ આગળ ખડો ન કરતાં ફીડ સ્ટ્રીટમાંજ રાખવામાં આવ્યો હતો. ત્યાં અનાહાર અને પાશવી અત્યાચાર તેને સહન કરવો પડેલો.

૩ અરજદારને પહેલા પાંચ દિવસ ચોવીસે કલાક ઉભો રાખવામાં આવ્યો હતો એક ક્ષણ પણ તે ઉંઘી શકયો ન હતો. એ અવસ્થામાં પણ અમાનુષિક અત્યાચાર ચાલુજ હતા.

૪ અરજદારને તે વખતે જે ખોરાક આપવામાં આવતો હતો તે અખાદ્ય–ન ખવાય તેવો હતો. અને તેનું પ્રમાણ પણ જોઇએ તેનો ૧/૫ ભાગ હતો. જેને લીધે એ ૧૪ દિવસમાં તેનું વજન ૧૨ થી ૧૩ રતલ ઘટી ગયું.

૧૯૧૮ ના ઓગસ્ટના 'મોડર્ન' રીવ્યુ'માં ચોક્કસ નોંધ છપાઇ છે, તેનો સારાંશ નીચે આપ્યો છે:–

"જોગેશચંદ્ર ચેટરજી કે જે હાલમાં રાજશાહી જેલમાં રાજકેદી છે, તેણે નામદાર ગવર્નર જનરલ ઇન કાઉન્સીલને એક અરજી મોકલેલી તેની નકલ અમને ગયા માસની શરૂઆતમાં મળી છે. તેમાં અમાનુષિક અત્યાચાર અને દીલ ઉશ્કેરનારા વર્તનના આરોપ મૂકવામાં આવ્યા છે. તેમાંની એકજ બાબત પુરતી થઇ પડશે. તેના ગીરફ્તારીના પાંચમા દિવસે શું બન્યું તે કેદી નીચે મુજબ વર્ણવે છે:–

"પાંચમે દિવસે સાંજે આશરે પાંચ વાગે મને લીડ સ્ટ્રીટની ઓફીસે ફરીથી લઇ જવામાં આવ્યો. ત્યાં (પહેલે દિવસે હતો તે) અમલદારે બીજા યુરોપીઅન પોષાકમાં સજ્જ થએલા અમલદારના કહેવાથી ચાર જણ મળી મને પાયખાનામાં લઇ ગયા. ત્યાં એક માણસે મારા હાથ પકડયા, બીજાએ માથુ પકડયું, પેલા યુરોપીયન ડ્રેસમાં સજ્જ થએલા અમલદારે મારાં નસકોરાં દબાવ્યાં અને મતાદારે ઝાડો અને મુત્ર એકઠાં કરી મારા મોઢા ઉપર નાખ્યાં. પછી તેઓ મને મારી કોટડીમાં લઇ ગયા પણ મને ધોવા ન દીધું. આ બધા દિવસોમાં મને નહાવા દેવામાં પણ ન આવ્યો અને મને ખોરાક પણ સુક્ષ્મજ આપવામાં આવતો."

આ અરજી વાઇસરોય સાહેબના હાથમાં પહોંચી છે કે નહિ તે અમે જાણતા નથી. જો તે ન પહોંચી હોય તો અમને આશા છે કે તેઓ નામદાર આ અરજી તેમની પાસે રજુ કરવાનો હુકમ કરશે અને આને માટે ખુલ્લી તપાસ કરાવશે."

શ્રીયુત્ જોગેશચંદ્ર ચેટરજીની અરજીના જવાબમાં સરકારે જણાવ્યું હતું કે તેનો અભિયોગ મિથ્યા હતો.

એ જે હોય તે ખરૂ. મીસીસ એની બીસેન્ટને બે કાગળો મળ્યા હતા તેમાં અનેકના ઉપર અત્યાચારો કર્યાની વાતો લખી હતી. મીસીસ બીસેન્ટે એ કાગળોને આધારે સરકારને તેમાંના સત્યાસત્યની તપાસ કરવા વિનંતી કરી. પરિણામે એક તપાસ કમીટી બેઠી. મીસીસ બીસેન્ટના બીજા કાગળોમાં અગીઆર જણનાં નામ હતાં. કમીટીમાં તેમની જુબાની લીધી. એ અગીઆર જણાનાં નામ કુતુબદિયાર ડેટેનુરાએ મોકલ્યાં હતાં એમાં શક નથી. કમીટીએ તપાસમાં સી.આઇ.ડી.ના મુખ્ય અમલદારોની જુબાની લીધી. ઓન. મી. સ્ટીવન્સન મૂર અને સર બી. સી. મીત્તર આ તપાસ કમીટીના મેમ્બર હતા. કલકતા રાઇટર્સ બીલ્ડીંગમાં જુબાની લેવાઇ હતી. પુર્વોક્ત આવેદનકારી અરૂણે પણ જુબાની આપી હતી.

બંગાળની સીવીલ રાઇટસ કમીટીના સેક્રેટરીએ બંગાળ સરકારને આ કમીટીના રીપોર્ટની પત્રદ્વારા માગણી કરી હતી. ગવર્નમેન્ટ તરફથી ૧૯૧૮ના જુલાઇની ૧૧મી તારીખે પત્રનો જવાબ દેવામાં આવ્યો હતો કેઃ—"રીપોર્ટનો જે અંશ સરકારને બહાર પાડવાનો યોગ્ય લાગ્યો હતો તે છાપાદ્વારા બહાર પડી ગયો છે." ૧૯૧૮ની ૪થી જુલાઇએ "ઇંગલીશ મેન"માં ઓન. સ્ટીવન્સન મૂર અને સર બી. સી. મીત્તરનો રીપોર્ટ બહાર પડયો હતો. રીપોર્ટમાં જણાવવામાં આવ્યુ હતુ કે અગીયાર જણમાં ચાર જણ સાક્ષી આપવા આવ્યા હતા. તેમણે કહ્યું કે તેઓ કમીટીની પાસે કશીજ સાક્ષી નહિ આપે.

એ જણુ સાક્ષી આપતાં બોલ્યા કે તેમના તરફથી જે આરોપ મૂકવા-માં આવ્યો છે તે ખોટો છે. એક જણે સામાન્ય અત્યાચારની વાત કરી હતી, પણ કમીટીએ તે માની ન હતી. પણ બાકીના ચાર જણ ક્ષેત્ર મોહનસીંગ, અસુતોષ કાહીલી, અરૂણ અને અનન્તે કમીટી પાસે અત્યાચારની વાત કરી. પરન્તુ કમીટીએ ખાસ તપાસ કરીને જોયુ હતુ કે એ આરોપ એકદમ પાયા વગરનાજ હતા.

## ખરૂં કોણ?

આ રીતે જુદા જુદા પ્રકારના અત્યાચારની વાતો દેશમાં ફેલાઇ. અરજીઓ થઇ, જવાબ આવ્યા અને તપાસેય થઇ. જેના ઉપર અત્યાચાર ગુજર્યો હોય અને જેણે અત્યાચાર ગુજાર્યો હોય તે બેજ જાણે કે ખરૂં શું, અને ત્રીજો જાણનાર તો સર્વવ્યાપી પ્રભુ! પરંતુ આ અત્યાચારની વાતો એટલી પ્રસરી હતી અત્યાચારિતોએ પોતાના નિગ્રહની વાતો એવી સ્પષ્ટભાવે વ્યકત કરી હતી કે ક્રાન્તિ-વાદીઓ અને દેશવાસીઓએ તે સત્ય જ માની લીધી હતી.

# પરિશિષ્ઠ. ૨

૧૯૧૮ પછી બંગાળા ક્રાન્તિવાદીઓનું અસ્તિત્વ બહુ જાહેર નહોતુ આવતુ. ઘણાએ કર્મવીરો પકડાઇ ગયા હતા. સજા પામ્યા હતા, ઘણા મૃત્યુ પામ્યા હતા, તે ઉપરાંત કેટલાક પલાતક હતા. અમરેન્દ્રનાથ ચટોપાધ્યાય, જદુ ગોપાળ મુખોપાધ્યાય, અતુલચંદ્ર ઘોષ વગેરે ચંદનનગરના શ્રીયુત મોતીલાલ* રાયને મધ્યસ્થ કરી સી. આઇ. ડી. ખાતાના ઉપરી સાથે શરત નક્કી કરી ૧૯૨૧ માં જાહેર થયા હતા.

૧૯૨૦ ની સાલમાં રીફોર્મ એકટની સાથે સમ્રાટનું જાહેરનામું બહાર પડયું. તેને પરિણામે ઘણા નજર કેદીઓ મુક્તિ પામ્યા. મુકત રાજકેદીઓને જુદા જુદા પ્રકારે મદદ કરવાના જેમણે પ્રયત્ન કર્યા હતા તેમાં સ્વ. દેશબંધુ દાસ, બી. સી. ચેટરજી, આઇ. બી. સેન, કુમાર કૃષ્ણ દત્ત, વાય. એમ. સી. ના હિન્દ વિભાગવાળા મી. આર. એ. રાહા વગેરેનાં નામ ખાસ ઉલ્લેખ કરવા યોગ્ય છે.

## અસહયોગનો મંત્ર.

આ પછી કલકત્તા સ્પેશીઅલ કોન્ગ્રેસમાં મહાત્મા ગાંધીએ અસહયોગનો મંત્ર પહેલવહેલો જાહેર કર્યો. અસહયોગ—ખીલાફતે આખા ભારતના રાજનૈતિક આન્દોલનમાં નવું ચેતન રેડયું. અસહયોગનાં ઘણાં તત્વો ક્રાન્તિવાદી ગ્રહણ કરી ન શકયા છતાં એ

*આ મોતીલાલ ઘોષ હાલમાં "પ્રવર્તક સંઘ" તથા "પ્રવર્તક" માસિકદ્વારા ઘણું દેશહિતનુ કાર્ય કરે છે.

આન્દોલનમાં સ્વદેશી પણ હતુ અને આમ વર્ગ સાથે સહકારનો ભાવ હતો. તેથી ઘણા ક્રાન્તિવાદીઓ તે પ્રત્યે ખેંચાયા. એ નવીન પ્રવૃત્તિમાં નાગપુર કોન્ગ્રેસ પછી એમાં જોડાયા.

ક્રાન્તિ આન્દોલનને લગતાં ખુન કે લુંટ વગેરે કાર્ય પાછળથી બંગાળામાં ઘણા દિવસ જાહેરમાં આવ્યાં નથી. પરન્તુ કલકત્તા શાંખા રિતોલા પોસ્ટ માસ્તરના હત્યાકાંડમાં વરૈન ઘોષ પકડાયો.(૧૯૨૨) પુરાતન પધ્ધતિક્રમે ચાલતા એક દળની વાત બહાર આવી. સંતોષ મિત્ર વગેરે એ સંબંધમાં પકડાયા. અલીપુર બીજો કાવતરા કેસ ચાલ્યો, પરંતુ મામલો ઉડી ગયો. માણેકતોલામાંથી બોમ્બ મળી આવ્યા. યશોદા અને અવનીને સજા થઇ. યશોદા યક્ષ્મા રોગથી માર્યો ગયો.

## પરંપરા.

ત્યાર પછી મી. ટેગાર્ટનું ખુન કરવા જતાં ભૂલથી મી. ડે નામના એક અંગ્રેજનું ખુન થઇ ગયુ. એ આરોપ માટે ગોપીનાથ સાહા પકડાયો, અને તેણે પોતે કબુલ કર્યુ કે તેણે ભૂલથીજ મી. ડેની હત્યા કરી નાખી તે માટે તે દુ:ખીત છે. તે તો મી. ટેગાર્ટનુંજ ખુન કરવા ઇચ્છતો હતો. આ સ્વીકારોકતને માટે ગોપીનાથને ફાંસી થઇ.

૧૯૨૩ માં દીલ્હીની સ્પેશીઅલ કોન્ગ્રેસ પુરી થતાં બંગાળાના છુટા થયેલા કેટલાક ભૂતપૂર્વ ક્રાન્તિવાદીઓને પોલીસે રેગ્યુલેશન કાર્ય કર્યાનુ જાણ્યામાં ન હતુ. કદાચ કંઇ કરી બેસે તેથી સાવધાનીથી પોલીસે તેમને અટકમાં લીધા. એના એક વરસ પછી બંગાળના

બીજા પણ કેટલાક છુટા થયેલા રાજકેદીઓને સરકારે અટકમાં લીધા. તેમાં તે વખતના કલકત્તા કોરપોરેશનના ચીફ એક્ઝીક્યુટીવ ઓફીસર શ્રી. સુભાષચંદ્ર બસુ પણ હતા.

ત્યાર પછી ચાલ્યો કાકોરી ટ્રેન ડેકોઇટી કેસ. દક્ષિણેશ્વર અને શોભા બજારમાં બોમ્બે દેખાવ દીધો. દક્ષિણેશ્વર બોમ્બ કેસમાં જેમને સજા થઇ હતી તેમણેજ અલીપુર જેલમાં સી. આઇ. ડી. ખાતાના ઉચ્ચ અમલદાર ભૂપેન્દ્રનાથ ચટોપાધ્યાયનુ ખુન કર્યું. એને પરિણામે પ્રમોદરંજન અને અનન્તહરિને મ્હોતની સજા થઇ.

કાકોરી ટ્રેન ડેકૉઇટી કેસને અંગે એક બીજા કાવતરાનો મામલો ઉભો થયો. પહેલાં કાશી કાવતરા કેસમાં સજા પામેલો શચીન્દ્રનાથ સન્યાલ કલકતામાંજ પકડાયો અને સમ્રાટના વિરૂધ્ધ યુદ્ધ જગાવવાના કાવતરાના કેસનો આરોપી બન્યો. આ કેસમાં ૪૫ જણને ગીરફતાર કરવામાં આવ્યા અને ૧૫૦ ઘરની ઝડતી લેવામાં આવી. કાકોરી કાવતરા કેસ ઉત્તર હિંદમાં થયો અને તે કાવતરામાં બંગાળી નહિ એવા સંયુકત પ્રાંતના કેટલાક માણસો હતા, છતાં કેસમાં બહાર આવ્યુ કે આ કાવતરાનુ મુળ હતા જોગેશચંદ્ર ચેટરજી, શચીન્દ્રનાથ સન્યાલ અને બીજાઓ.

આ કેસમાં ઘણી કડક સજા થઇ હતી એમ સાધારણ મનુષ્યોનુ પણ માનવુ છે. આના પહેલાં કોઇ પણ કાવતરા કેસમાં આટલી કઠોર સજા થઇ ન હતી. સજા પામેલા આ આરોપીઓના આદર્શ અને

કર્મ માર્ગ સબંધી કંઇ ન બોલતાં તેમનાં કર્મ ફળ, તેમના કર્મના શુભાશુભ દુઃખ, કષ્ટ વગેરે તેમણે જે ઠેઠ સુધી દઢતાથી સહન કર્યા છે એ પણ બંગાળના ક્રાન્તિવાદી આન્દોલનની એક દિશા છે. આ મામલામાં રાજેન્દ્ર લાહીડીને ફાંસી થઇ. તે પકડાયો ત્યારે એમ. એ. ભણતો હતો. ફકત ૨૧–૨૨ વર્ષનો જ તે નૌજવાન હતો.

શાહજહાંનપુરના પંડીત રામપ્રસાદને ફાંસી થઇ. અસફ્કઉલ્લા (શાહજહાંનપુર નીવાસી) ને પણ ફાંસી દેવાઇ. અસફ્કઉલ્લા જાતે પઠાણ હતો. ક્રાન્તિ આન્દોલનમાં હિન્દી મુસલમાનને આ પહેલી ફાંસી.

ઠાકુર રોશનસીંગ પણ ફાંસીને માંચડે ચઢયો. અસહયોગ અન્દોલન વખતે તેને પ્રથમ સજા થઇ હતી. તે બરેલીનો રહીશ હતો.

જોગેશચંદ્ર ચટોપાધ્યાય, શમીન્દ્રનાથ સન્યાલ, ગોવિન્દ્રચન્દ્ર કર, મુકુન્દીલાલ ગુપ્ત, શચીન્દ્રનાથ બક્ષી, એ બધાને જન્મ કાળાપાણીની સજા થઇ. મન્મથ ગુપ્તને ૧૪ વરસ, સુરેશચંદ્ર ભટ્ટાચાર્યને ૧૦ વરસ, વિષ્ણુશરણ દુલ્લીસને ૧૦ વરસ, રામકૃષ્ણ ક્ષેત્રીને ૧૦ વરસ, રાજકુમાર સિંહને ૧૦ વરસ, તે ઉપરાંત બીજા પણ કેટલાકને સજા થઇ.

કાકોરી કેશ પછી દેવઘર કાવતરા કેસ થયો. દેવઘર કાવતરા કેસમાં સરકારે ભારતવ્યાપી વિરાટ કાવતરાનો આરોપ આણ્યો. પરિણામે અલ્હાબાદના શૈલેષ ચક્રવર્તી વગેરે દશ જણને કેદની સજા થઇ.

# પરિશિષ્ટ ક

## કાવતરા કેસો.

અત્રે આખા બંગાળમાં જુદાજુદા જીલ્લામાં જુદાં જુદાં દશોમાં ઉલ્લેખ યોગ્ય જે બધી ઘટનાઓ બની ગઇ છે, જે બધા કેસો થયા છે, તેનું સંક્ષિપ્ત વર્ણન આપીએ છીએ. બંગાળમાં ક્રાન્તિ આન્દોલનનો સૂત્રપાત થયો ૧૯૦૪ની સાલથી બારીન્દ્ર પ્રમુખ "યુગાન્તર દળ"ની વ્યકિતઓદ્વારા એ વખત (૧૯૦૫)માં બંગભંગ નાં આન્દોલન પણ શરૂ થયાં એ વાત કહેવાઇ ગઇ છે. આ યુગાન્તર દળના કર્મીઓજ ૧૯૦૮ની સાલમાં મુરારીપુકુર બાગમાં પકડાયા—બારીન્દ્રે પોતાની જુબાનીમાં કહ્યું છે કે ૧૯૦૭ થી ૧૯૦૮ સુધી તેણે ૧૪–૧૫ ત્યાગી યુવકોને ભેગા કર્યા હતા. અને તે તથા ઉપેન્દ્ર વગેરે તેમને ધર્મ અને રાજનીતિ શીખવતા—ભાવિ ક્રાન્તિની તૈયારી. એ માટે તેઓ માત્ર તૈયાર હતા તેને માટે સામાન્ય હથીઆરોજ તેમણે ભેગાં કર્યાં હતાં. બારીન્દ્રે જણાવ્યું હતું કે તેણે ૧૧ પીસ્તોલ ૪ બંદુક અને એક તોપ ભેગી કરી હતી. ઉલ્લાસકર દત્ત પોતેજ બોમ્બ બનાવતાં શીખ્યો હતો. હેમચંદ્ર દાસ પોતાની મીલ્કતનો ભાગ વેચી નાખી તે પૈસા વડે પેરીસ જઇ બોમ્બ બનાવતાં શીખી આવ્યો અને બન્ને જણાં બોમ્બ બનાવવાના કાર્યમાં પડ્યા—આ વાત બારીન્દ્રની જુબાનીમાં બહાર આવી એ કેસના આરોપી નરેન ગોસાંઇએ તાજ તરફના સાક્ષી (એપ્રુવર) થઇને જે જુબાની આપી તેમાં બંગાળાના ઘણા મુખ્ય માણસો સંડોવાયા.

## અલીપુર કાવતરા કેસ.

૧૯૦૮માં આ કેસ શરૂ થયો. બંગાળામાં રાજા વિરૂદ્ધ યુદ્ધનો પ્રયત્નનો કેસ આ સૌથી પહેલોજ. કેસમાં બાર જણને સજા થઇ. આ દળનું મુખપત્ર "યુગાન્તર" બંગાળમાં ક્રાન્તિનો પ્રચાર કરતું. મુરાદી પુકુરમાંથી બોમ્બ મળી આવ્યા. રાજા નવકૃષ્ણ સ્ટ્રીટમાંથી પણ બોમ્બ નીકળ્યા—ત્યાં હેમચંદ્રદાસ બોમ્બ બનાવતો હતો. બીજી જગ્યાઓએ પણ હથીઆર રાખવામાં આવતાં. દેવઘરમાં "શીલ લોજ" માં પણ ક્રાન્તિવાદીઓનો અડ્ડો હતો. ચીફ જસ્ટીએ ચુકાદો આપતાં કહ્યું કે આ દળમાં શિક્ષિત અને પ્રબળ ધર્મવિશ્વાસી લોકોને લેવામાં આવતા.

આ કાવતરામાં ઘણા માણસો સંડોવાયા નહિ છતાં જુદી જુદી દીશાએ જોતાં આ કાવતરા કેસે વિશિષ્ઠ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. પ્રથમ કેસ આજ-ષડયંત્રકારીઓએ યથેષ્ટ નિડરતાથી કૌશલબુદ્ધિનો પરિચય કરાવ્યો હતો. બારીન્દ્ર હેમચંદ્ર, ઉપેન્દ્ર, ઉલ્લાસકર, અવિનાશ, હર્ષકેશ, કાન્જિલાલ, વારેન્દ્ર ઘોષ, નરેન્દ્રલાલ બક્ષી, વિભુતિ સરકાર, સુધીર સરકાર, ઇન્દુ ભૂષણ ઘોષ (આન્દામાનમાં આત્મ હત્યા કરી) વગેરેને આ કેસમાં સજા થઇ. મુજફ્ફરપુરના ખુનને આ કેસ સાથે સંડોવવામાં આવ્યું હતું.

## હાવરા કાવતરા કેસ.

૧૯૧૦ની સાલમાં નની ગુપ્ત, જતીન્દ્રનાથ મુખરજી, વગેરે ૪૬ જણની સામે ૧૨૧ ક (રાજાના વિરૂદ્ધ કાવતરૂં) કલમ મુજબ

કામ ચલાવવામાં આવ્યું. ૪૬માંથી ૭ જણ વિરૂદ્ધ કેસ ચાલ્યો. કાવતરાનું સ્થાન શિવપુર (હાવરા) અને બ્રીટીશ હિન્દના બીજા ભાગો હતા. આરોપીઓને કેટલાંક જુદાં જુદાં દળમાં વહેંચી નાખવામાં આવ્યા હતા—જેમકે (૧) શીવપુર (૨) કુરચી (૩) ખીદીરપુર (૪) ચીંગડીપોતા (૫) મજીલપુર (૬) હલુદબાડી (૭) કૃષ્ણનગર (૮) નાટોર (૯) ઝાઉગાછા (૧૦) યુગાન્તર (૧૧) છાત્રભંડાર (૧૨) રાજશાહી (રામપુર બોઆલીનું દળ) આ કેસ ટકયો નહિ. ન્યાયાધીશે ચુકાદામાં કહ્યું કે જો કે જુદાં જુદાં દળોએ નાના પ્રકારના અપરાધજનક કાર્યો કર્યાં છે ખરાં, પરન્તુ જુદાં જુદાં દળને આ એક કાવતરાંમાં લાવી શકાય નહિ. માત્ર આ કાયદાની બારીકીથીજ ઘણા આરોપીઓ આ કેસમાંથી છુટી ગયા. માત્ર ૭ જણને સજા થઇ. તેઓ હલુદબાડી ડેકોઇટી (ધાડ અને લુટ) માં સંડોવાએલા હતા. ઉપરોકત જુદાં જુદાં દળમાંથી રાયતા, નેત્રા, હલુદબાડી વગેરે બહુ લુંટ અને ધાડ થઇ હતી એવો આરોપ હતો.

## ખુલના કાવતરા કેસ.

૧૯૧૦ ની સાલમાં ૪૭ જણને નામે રાજા વિરૂધ્ધ યુધ્ધના કાવતરાનો કેસ ચલાવવામાં આવ્યો. તેમાં ૪૪ જણને સેશન્સ કમીટ કર્યા. ૧૯૧૧ ના ઓગસ્ટમાં સેશન્સ જજે ૩૬ જણને દેશનીકાલની અને સખત કેદની સજા કરી આ માટે હાઇકોર્ટમાં અપીલ થઇ તેમાં ૧૪ જણની સજા ઓછી થઇ અને બાકીના ૨૨ જણ છુટી ગયા.

આ કેસ ઢાકા અનુશીલન સમિતિ ઉપરજ ચાલ્યો હતો. આ સમિતિના "પ્રતિજ્ઞા પત્ર" ના પહેલા અને છેલ્લા ભાગ "પરિદર્શકનું કર્તવ્ય" "સંપાદકનું કર્તવ્ય" વગેરેની આલોચના કરી મુખર્જી (સ્વ. આશુતોષ મુખોપાધ્યાય) એ કહ્યું કે સમિતિએ પોતાની unnamed secret રક્ષા કરવા માટે, નેતાનો આદેશ વગર વિચારે માની લેવાનો ખાસ બંદોબસ્ત કર્યો હતો. પ્રતિજ્ઞાપત્રનો પહેલો ભાગ અતિ સાધારણ હતો. છેલ્લા ભાગમાં "મંત્ર ગુપ્ત" ના ઉપર બહુજ ભાર દેવામાં આવ્યો હતો. પરિદર્શકના કર્તવ્યમાં ગામડાના સમાચારની નોંધ રાખવાનો ઉપદેશ હતો. ગામના રસ્તા, ઘાટ, નદી વગેરે કયાં અને કેવા છે તેના સમાચાર અને બીજા સમાચાર જેવા કે વસ્તીની સંખ્યા, તેમના વિભાગ, વહેપાર રોજગાર મેળા વગેરેના સમાચાર પરિદર્શકે મેળવવાના હતા અને તેના નકશા તૈયાર કરવાના હતા.

આ કેસમાં સરકાર તરફથી ઘણા સાથીઓ રજુ થયા, પણ આરોપ જોઇએ તેવો સાબીત થયો નહિ. ઉપરના કાગળો ન મળ્યા હોત તો કાવતરૂ સાબીત કરવુ બહુ કઠણ થઇ પડત. હાઇકોર્ટે નક્કી કર્યુ કે સમિતિના સભ્યોની નિયંત્રણની નિયમાવળી હતી. એ બધા ઉપરથી સાબીત થાય છે કે સમિતિએ પોતાની "મંત્ર ગુપ્ત" (unnamed secret) નુ રક્ષણ કરવા માટે ખાસ બંદોબસ્ત કર્યો હતો. એને માટે અંદરના સભાસદોમાં પણ આલોચનાનો નિષેધ હતો. હાઇકોર્ટે ચુકાદો કર્યો કે:—

(૧) સમિતિ ગુપ્તતા બહુજ સખ્ત રીતે રાખતી હતી, મંત્રગુપ્તી જાહેર ન થાય તે માટે બધા ઉપાયો યોજવામાં આવતા.

( ૨ ) સભ્યો મંત્રગુપ્તિની પ્રતિજ્ઞાનું "વ્રત" લેતા, અને લશ્કરી નિયમને અનુસરતુ જીવન ગાળતા.

( ૩ ) ઢાકા સમિતિ કેન્દ્ર હતી. તેની નીચે બીજી શાખા સમિતિઓ કાર્ય કરતી.

( ૪ ) સભ્યોને કાલી મૂર્તિની સન્મુખ અત્યંત કઠોર પ્રતિજ્ઞા લેવી પડતી.

( ૫ ) બહારનો માણસ સમિતિમાં પ્રતિજ્ઞા લીધા વિના દાખલ થતો, તો તેણે જે બધી વાત જાણી હોય તેનો નાશ કરવામાં આવતો.

( ૬ ) સમિતિનું ક્ષેત્ર આખા બંગાળમાં વિસ્તારવાનું હતુ. દરેક નાના ગામ કે નગરના સમાચાર મેળવવામાં આવતા અને નકશા તૈયાર કરવામાં આવતા.

( ૭ ) પુલીન બીહારી દાસનો ઉદ્દેશ હતો એક Imperium in imperis સ્થાપવાનો અને જાતે તેના નેતા થવાનો.

(૮) નેતાના ઉપર દરેક જાતના કર્તૃત્વનો ભાર રહેતો.

(૯) આ સમિતિના ઘણા સભ્યો બ્રીટીશ સરકારના વિદ્વેશી હતા.

(૧૦) બહારના લાકી, છરા, ડ્રીલ, કુસ્તી, વગેરે ખેલ્યા પછી સભ્યો પરિદર્શકના કર્તવ્યમાં લખેલા "ગુપ્ત" કાર્ય સંબંધી અંદર અંદર ચર્ચા કરતા—આ સમિતિ એક ક્રાન્તિ સમિતિ હતી.

## બરીસાલ કાવતરા કેસ.

૧૯૧૩માં નરેન્દ્રમોહન સેન, રમેશચંદ્ર આચાર્ય વગેરે ૪૪ જણના સાથે યુદ્ધના આરોપ માટે સમન્સ નીકળ્યા તેમાં ૩૭ જણા

ને ગીરફતાર કરી શકાયા. રજનીકાન્ત દાસ અને ગીરીન્દ્ર દાસ તાજ તરફના સાક્ષી થયા. ગીરીન્દ્રનો બાપ એડીશનલ મેજીસ્ટ્રેટ હતો. સાત જણને જીલ્લા મેજીસ્ટ્રેટે અને બે જણને સેશન્સ જજે છોડી મૂકયા. બાર જણ—રમેશ, ફેલુરાય વગેરેએ બધી જોખમદારી માથે લઇ આરોપ સ્વીકારી લીધો અને બાકીના સામેથી સરકારે કેસ પાછો ખેંચી લીધો. આ કેસમાં સરકારની સાથે આરોપીઓને શરત થઇ હતી તે મુજબ બાર જણે ગુન્હો કબુલ કર્યો. પરિણામે બીજાઓ સામેથી સરકારે કેસ ઉઠાવી લીધો અને શરત મુજબ જેમણે સ્વીકાર કર્યો હતો તેમને પણ અમુક મુદત જેલવાસ પછીમુક્તિ આપવામાં આવી હતી. કેસના ચુકાદામાં કહેવામાં આવ્યું હતું કે:—

(૧) આરોપીઓ બધાય નાની ઉંમરના છે, (૧૯ થી ૨૯ વરસના)

(૨) તેઓ બીજાના આદેશથી યંત્રવત ચાલ્યા હતા. એ પરિચાલકોને પકડવાનું સંભવીત બન્યું નથી, અને તેમનો પરિચય પણ પોલીસ જાણતી નથી.

(૩) બાર વરસ સુધી આ આન્દોલન ચાલ્યું હતું.

(૪) ડીસ્ટ્રીક્ટ ઓર્ગેનાઇઝેશન સ્કીમ (District organization Scheme) માં વિદ્યાર્થીઓમાં કેવી રીતે કામ કરવું તથા બીજાં ક્ષેત્રોમાં કેવી રીતે કામ કરવું તે બતાવવામાં આવ્યું હતું.

(૫) નાની ઉંમરના યુવાનો અને વિદ્યાર્થીઓજ આ આન્દોલનના પરિચાલક હતા. બરીસાલમાં આ દળના નેતા રમેન્દ્ર આચાર્યની ઉંમર માત્ર ૨૧ વર્ષનીજ હતી.

## બરીસાલ કાવતરાનો બીજો પર્યાય.

પહેલા કેસમાં જેઓ પલાતક હતા તેમને જુદે જુદે સ્થળેથી જુદે જુદે વખતે પકડવામાં આવ્યા હતા. બીજા પર્યાયમાં (૧) મદનમોહન ઉર્ફે મદનચંદ્ર ભૌમીક ઉર્ફે કુલદાપ્રસાદ રાય. (૨) ત્રૈલોકયનાથ ચક્રવર્તી ઉર્ફે કાલીધર ચક્રવર્તી ઉર્ફે વીરજાકાન્ત ચક્રવર્તી ઉર્ફે મહારાજ. (૩) ખગેન્દ્ર ચોધુરી ઉર્ફે રમેશચંદ્ર દત્ત ઉર્ફે પરિતોષ પકડાયા. કેસમાં સજા થઇ. એમાં નિર્ણય થયો કે બરિસાલ સમિતિ એ ઢાકા સમિતિનું અંગજ હતુ. આ સંઘનો મુખ્ય અડ્ડો સોનારંગ જાતીય વિદ્યાલય હતુ. શિક્ષકો અને વિદ્યાર્થીઓ કામ કરવાના ઉદ્દેશથીજ ત્યાં રહેતા. બરીસાલ કેસનાં "કર્મ" overt act ગણીને નીચેની ઘટના ચુકાદામાં નક્કી થઇ.

હલદીયા ઘાટ, કલાગાંવ, દાદપુર, પન્ડિતસર, ગાંવદીયા, સુકદેર, કાઊઅકુરી, બિરંગલ, પાનાન, કુમીલ્લા અને લાંગલબંદ એટલાં સ્થળોએ ધાડ પાડી લુંટ ચલાવીને, ગોલકપુરની બંદુકની ચોરી, શારદા ચક્રવર્તીનું ખુન વગેરે.

બરિસાલનું ખુન, બરિસાલ ઇન્સ્પેકટરનું ખુન, રાજકુમાર રાય (માયમેનસીંગનો ઇન્સ્પેકટર)નું ખુન, મોલવીબજારમાં બોમ્બ ફુટયો, સોનારંગનું ખુન, રાઉત ભોગનું ખુન, વગેરે પણ આ કેસમાં તાજ તરફના સાક્ષી પ્રિયનાથ આચાર્યની જુબાનીમાં જાહેર થયાં હતાં.

### રાજાબજાર બોમ્બ કેસ.

મોલવી બજારના બોમ્બના ધડાકા પછી સીલ્હટના ડેપ્યુટી કમીશનરના પરવાનાથી કલકત્તા પોલીસે રાજાબજાર અપર સરકયુલર

રોડની એક ઝડતી લઇ અમૃત હાજરા ઉર્ફે શશાંક હાજરા વગેરે ચાર જણને ગીરફતાર કર્યા. પાછળથી બીજા બે જણ પણ પકડાયા. ત્યાં બોમ્બ બનાવવાનો સરંજામ પણ મળી આવ્યો. એ બોમ્બની રીત ડલહાઉસી સ્કવેર, મીદનાપુર એપ્રુવરના ઘરમાં ૧૯૦૯ માં નાખવામાં આવેલો તે, દિલ્હીમાં વાઇસરોય ઉપર નાખવામાં આવેલો તે મોલવીબજાર, લાહોર (૧૯૧૩) માયમેનસીંગ (૧૯૧૩) અને ભદ્રેશ્વર (૧૯૧૩) ના બોમ્બના જેવીજ હતી એમ ન્યાયાધીશે નક્કી કર્યું. શશાંક ઉર્ફે અમૃત હાજરાને ઘેરથી આ બોમ્બ મળી આવ્યો, તેથી ન્યાયાધીશે તેને કાવતરામાં સંડોવાએલો ધાર્યો. બીજાઓને તેમાં સંડોવાએલા ન માન્યા. શશાંકને સખત સજા થઇ. આ બધા અનુશીલનનાજ માણસો હતા એમ કેસમાં નક્કી કરવામાં આવ્યું.

## ફરીદપુર કેસ.

ફરીદપુર (મદારીપુર) કાવતરા કેસમાં પૂર્ણચંદ્ર દાસ વગેરે ઘણાને પકડવામાં આવ્યા. પરંતુ પોલીસે ઠેઠ સુધી કેસ ચલાવ્યો નહિ. છ માસ સુધી કેસ ચલાવી સરકાર તરફના સાક્ષીને અભાવે કેસ ખેંચી લેવામાં આવ્યો. સરકાર તરફના કોન્સલ મી. એન. ગુપ્તે કહ્યું કે સાક્ષીઓ બીકને લીધે સાક્ષી આપવા ઇચ્છતા નથી. તેથી કેસ ચલાવવો અસંભવીત ગણી સરકાર કેસ પાછો ખેંચી લે છે. આ સંબંધમાં સાક્ષીઓને દમદાટી આપી બીક બતાવવાના આરોપસર વામનચંદ્ર ચક્રવર્તીને સજા થઇ.

આ ઉપરાંત બીજા ઘણા કેસો થયા હતા. કોઇમાં આરોપીઓને સજા થઇ હતી, કોઇમાં છૂટી ગયા છે. બીજો અલીપુર કેસ.

શાંખારીતોલા કેસ, કાકોરી, દેવઘર, દક્ષિણેશ્વર, શોભાબજાર, સુખીઆ સ્ટ્રીટ બોમ્બ કારખાના સબંધનો કેસ વગેરેનાં વિવરણનો કોઈ રીપોર્ટ પ્રકાશિત ન હોવાથી અત્રે લખવું અશક્ય છે.

બંગાળમાં ક્રાન્તિ આન્દોલન જાહેરમાં ૧૯૦૬ માં આવ્યું. અલબત, બારીન્દ્ર વગેરેના પ્રયત્નોથી ૧૯૦૨–૦૩ માંથીજ ક્રાન્તિ આન્દોલન સબંધી ગુપ્ત સમિતિનો સુત્રપાત થયો હતો.

શરૂઆતમાં ક્રાન્તિવાદીઓના જંગી વિભાગ (violence department) નું કાર્ય એટલું બધું સફળ થયું નહિ. સફળતા મેળવવા ક્રાન્તિકારીઓમાં તે વખતે તેવો દ્રઢ સંકલ્પ પણ ન હતો. ૧૯૦૬ માં રંગપુરમાં ક્રાન્તિકારીઓ લુંટ કરવા જતાં તે ગામમાં એક પોલીસ અમલદાર છે એમ જાણ થતાં પાછા આવ્યા હતા. પરંતુ ત્યાર પછી જંગી વિભાગમાં દ્રઢ સંકલ્પ, સાહસ અને કુશળતા જણાયાં છે.

# ચીનગારીઓ.

ક્રાન્તિનો જે અગ્નિ બંગાળમાં ભભુકી ઉઠયો હતો તેને લગતી ૧૯૦૬ થી ૧૯૧૮ સુધીની ઘટનાઓ નીચે આપી છે.

**૧૯૦૬ સાલ**–રંગપુરના મહિપુર ગામમાં અને ઢાકા જીલ્લાના શેખનગર ગામમાં ધાડ અને લુંટના પ્રયત્નો થયા પણ સફળતા ન મળી.

**૧૯૦૭ સાલ**-ઓકટોબરમાં તેમજ ૬ ઠ્ઠી ડીસેમ્બરે યુગાન્તર દલ મારફત બંગાળના ગવર્નરની ટ્રેન ઉડાવી દેવાની તજવીજ થઇ, એ જે ટ્રેનમાં ગવર્નર મુસાફરી કરતા હતા તે ટ્રેન ખરેખર નારાયણ ગઢ પાસે બોમ્બ ફાટવાથી પાટા ઉપરથી ઉતરી પડી. ગવર્નરને કંઇ ઇજા થઇ નહિ. આ ઘટના બદલ બંગાળની પોલીસે કેટલાક નિર્દોષ મનુષ્યોને પકડીને સજા કરી, અને એ કમનસીબોને ગુન્હો ન કરવા છતાં ગુન્હો કબુલ કરી સજા ખમવાની ફરજ પડી. પાછળથી ક્રાન્તિવાદીઓની સ્વીકારોક્તિથી બધો ભેદ ફુટી ગયો.

**૧૯૦૭ સાલ**–નિતાઇગંજ ( નારાયણગંજ ) માં એક કુલીને છરો મારી પૈસા છીનવી લેવાનો પ્રયત્ન થયો. તે કેટલાક હજાર રૂપીઆ લઇ જતો હતો. રૂપીઆ વેરાઇ જવાથી ક્રાન્તિવાદીઓના હાથમાં ન આવ્યા. ફ્રેન્ચ ચન્દનનગરની ગાડી ઉથલાવી નાખવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો. મીદનાપુર નારાયણગઢમાં પણ તેવો પ્રયત્ન સફળ થયો નહિ. ૨૩ મી ડીસેમ્બરે ઢાકાના મેજીસ્ટ્રેટ મી. એલન ઉપર ગોંઆલંદમાં ગોળી છોડવામાં આવી. ઇજા સખત હોવા છતાં તે બચી ગયો.

**૧૯૦૮ ની સાલ**–હાવરા જીલ્લાના હરિનપાડા (શીવપુર થાણા તાબે) લુંટ થઇ. ફ્રેંચ ચંદનનગરમાં ત્યાંના મેયરના મકાનમાં બોમ્બ ફેંકવામાં આવ્યો. મેયર બચી ગયો. ૩૦ એપ્રીલે બિહારમાં મુઝફ્ફરપુરમાં બોમ્બ ફુટયો, પરિણામે મીસીસ અને મીસ કેનેડી મૃત્યુ પામ્યાં. બીજો એક ઘાયલ થયો. આ બોમ્બ ફેંકવાના ગુન્હાસર ખુદીરામને ફાંસી થઇ. પ્રફુલ્લ ચાકીએ પકડાતી વખતે પીસ્તોલથી આપઘાત કર્યો.

આ ૧૯૦૮ ની સાલમાંજ (બીજી મે એ) પહેલો અલીપુર કાવતરા કેસ શરૂ થયો. ૧૯૧૦ માં તે પુરો થયો. ૧૯૧૦ ની ૧ લી ફેબ્રુઆરીએ અપીલનો છેવટનો ચુકાદો બહાર પડયો. ત્રણ જણને સાત વરસ અને ચાર જણને દેશનીકાલ, ચાર જણને સાત વરસ અને ત્રણ જણને પાંચ વરસની સજા થઇ.

પંદરમીએ કલકત્તામાં ગે સ્ટ્રીટમાં બોમ્બ ફુટયો તેથી ચાર જણ જખમી થયા. એ સાલમાં જુનથી ડીસેમ્બર સુધીમાં કલકત્તાની નજીક કાંકિનાડા, શ્યામનગર, સોદપુર વગેરે સ્ટેશને ગાડીમાં બોમ્બ ફેંકવામાં આવ્યા. એક યુરોપીઅન ગૃહસ્થ સખ્ત જખમી બન્યો.

૨ જી જુને ઢાકા જીલ્લાના બાહ્રાતમાં ભીષણ લુંટ. રાજનૈતિક લુંટમાંથી આ સૌથી પહેલીજ મોટી લુંટ થઇ. એમાં ચાર જણ મરી ગયા. ઘણા ઘાયલ થયા. ગામવાસીઓ અને પોલીસો એકત્ર થઇને બંદુક લઇ ક્રાન્તિવાદીઓ ઉપર હુમલો કર્યો. એક ક્રાન્તિવાદી માર્યો ગયો. ત્યાંથી કુલ રૂા. ૨૫,૮૩૭ મળ્યા.

૧૪ મી ઓગટે ઢાકા આહિર પાડામાં નૌકાની ચોરી થઇ તેમાં ત્રણુ જણુને જેલ થઇ. માયમેનસીંગ બાજીતપુરમાં રૂ. ૧૫૦૦)ની લુંટ થઇ. એક જણુને ૧ાા વરસ અને એક જણુને એક વરસની સખ્ત કેદની સજા થઇ.

૧ લી સપ્ટેમ્બરે અલીપુર જેલમાં અલીપુર કાવતરા કેસનો એપ્રુવર નરેન ગોસાંઇ જ્યારે ફરી બેસી બધી વાત કહી દેનો હતો ત્યારે એજ વખતના કેસના બીજા બે આરોપીએ કનાઇ દત્ત અને સત્યેન્દ્ર બસુએ તેને જેલ હોસ્પીટલમાં પીસ્તોલની ગોળીથી વીંધી નાખ્યો. કનાઇ અને સત્યેન્દ્રને ફાંસી થઇ.

૧૬ મી સપ્ટેમ્બરે હુગલી જીલ્લાના વિધાતિકમાં (ભદ્રેશ્વર થાણા તાબે) રૂ. ૫૩૬) ની લુંટ થઇ. એક જણુને ૬ વરસ, બે જણુને ૫ વરસ અને એક જણુને ૩ા વરસ સખત મજુરી સાથે જેલ થઇ.

૩૦ ઓકટોબરે ફરીદપુર જીલ્લાના નોરીઆ (પાલ) હાટ લુંટવામાં આવ્યું. તેમાંથી રૂ. ૬૭૦) મળ્યા. નુકશાન રૂ. ૬૪૦૦) નું થયું બે જણુનાં ખુન થયાં. કોઇ પકડાયું નહિ.

૭ મી નવેમ્બરે કલકત્તા ઓવર ટુન હોલમાં સર એન્ડ્રુ ફ્રેઝરના ઉપર જીતેનરાયે પીસ્તોલની ગોળી છોડી. સર એન્ડ્રુ ફ્રેઝર જખ્મી ન થયો. ત્રણુ જણુને ત્યાં જ પકડવામાં આવ્યા, અને દશ વરસની સજા થઇ.

૯ મી નવેમ્બરે સરપેન્ટાઇન લેનમાં સબ ઇન્સ્પેકટર નંદલાલ બેનરજીનુ ખુન કરવામાં આવ્યુ. કોઇ પકડાયુ નહિ.

૧૪ મી નવેમ્બર ઢાકા રમનાતમાં યુવક સુકુમાર ચેટરજીનુ ખુન થયુ. આ નવેમ્બરમાંજ હાવરામાં કેશવચંદ્રે અને ઢાકા રમનાતમાં અન્નદા ઘોષનુ ખુન કરવામાં આવ્યુ. છેલ્લા ત્રણે ખુનમાં કોઇ પકડાયુ નહિ. તેમ કોઇ કેસ ચાલ્યો નહિ. સરકારી હેવાલમાં જણાવવામાં આવ્યુ હતુ કે પોલીસને વિશ્વાસ છે કે આ ત્રણેય જણ સમિતિના વિરૂધ્ધમાં ખબર યા સાક્ષી આપવાના હતા તે ભયે તેમનાં ખુન કરવામાં આવ્યાં હતાં.

૨૯ મી નવેમ્બરે નદીઆ જીલ્લામાં રાઇતા ડેકોઇટી થઇ કોઇ કેસ ન ચાલ્યો.

૨ જી ડીસેમ્બરે હુગલી જીલ્લાના મોરી હાલમાં રૂ. ૧૩૦) ની લુંટ થઇ. એક જણ જખમી થયો અને કેસમાં એક જણને સાત વરસની સજા થઇ.

આ ૧૯૦૮ ના નવેમ્બરમાંજ પ્રથમ ૯ જણને ત્રીજા રેગ્યુલેશન મુજબ અટકમાં રાખવામાં આવ્યા. ૧૯૦૮ ની ૧૧ મી ડીસેમ્બરે ક્રીમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ (Criminal Law Amendment Act XIV 1908) પાસ કરવામાં આવ્યો આ કાયદાના જોરે કેટલાક કેસો જુરી વગર જ ત્રણ હાઇકોર્ટના જજ દ્વારા તૈયાર કરેલી સ્પેશીઅલ બેન્ચમાં ચલાવવાનો નિર્ણય થયો અને એ કાયદાને જોરે ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલને કેટલીક સમિતિઓ ગેરકાયદેસર ઠરાવવાનો અધિકાર મળ્યો. એ કાયદાના જોરેજ ૧૯૦૯ ના જાન્યુઆરીમાં પૂર્વ બંગાળમાં ઢાકા અનુશીલન સમિતિ, ફરીદપુરની વ્રતી સમિતિ, માયમેનસીંગની સુહૃદ અને સાધના સમિતિ ગેરકાયદેસર હોવાનુ જાહેર થયુ.

**૧૯૦૯ ની સાલ** ૧ લી જાન્યુઆરીએ કુમીલ્લામાં હથીઆર ચોરવામાં આવ્યાં. ઢાકાના નવાબની ત્રણ રાઇફલ ચોરાઇ.

૧૦ મી ફેબ્રુઆરીએ કલકતાના પબ્લીક પ્રોસીક્યુટર આશુતોષ બિસ્વાસને ( એજ નરેન ગોંસાઇનાના ખુનના કેસમાં સરકાર તરફ હતો ) મારી નાખવામાં આવ્યો. ખુનીને ફાંસી થઇ.

૧૦ મી ફેબ્રુઆરી અને ૫ મી એપ્રીલે અનુક્રમે બેલઘાટીઆ અને આગરપાડામાં નારિએળના આકારના બોમ્બ ફુટયા—બે જણ ઘવાયા.

૨૭ મી ફેબ્રુઆરીએ હુગલી જીલ્લાના હરિપાલ થાણાના માથુપુર ગામમાં રૂ. ૫૦૦) ની લુંટ થઇ—લુંટ કરવામાં દશ બાર યુવકો હતા. કંઇ કેસ થયો નહિ.

૨૩ મી એપ્રીલે ચોવીસ પરગણાના નેત્રાગામ ( ડાયમંડ હારબર થાણા )માં રૂ. ૨૪૦૦ )ની લુંટ થઇ. માણસો પાસે હથીઆરો હતા.

૩ જી જુને ફરીદપુર જીલ્લાના ફતેહજંગપુરમાં પ્રિયનાથ ચેટરજી પીસ્તોલની ગોળીથી મૃત્યુ પામ્યો. તેના ભાઇ ગણેશની હત્યા કરવા જતાં ભૂલથી તેની હત્યા કરવામાં આવી હતી એમ બહાર આવ્યુ હતું. કેસમાં આરોપીને સજા થઇ નહિ.

૧૬ મી ઓગસ્ટે ખુલના જીલ્લાના નાંગલામાં રૂ. ૧૦૭૦)ની લુંટ થઈ. કેસમાં એક જણને સાત વરસની સજા થઇ.

૧૬ થી ૩૦ ઓગસ્ટ સુધી નાંગલા હાવતરા કેસ ચાલ્યો. ૭

જણને ૭ વરસની દેશનીકાલની સજા થઇ. ત્રણ જણને ૫ વરસ અને બે જણને ૩ વરસની સજા થઇ.

૨૪ મી સપ્ટેમ્બરે ખુલના જીલ્લાના હોગુલબુનીયામાં રૂા. ૫૦) ની લુંટ થઇ તેમાં એક જણ ઘવાયો. આ લુંટમાં બંદુક અને પીસ્તોલનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

૧૧ મી ઓકટોબરે ઢાકા રાજેન્દ્રપુરમાં રૂા. ૨૩૦૦૦) ની ટ્રેન ડેકોઇટી થઇ. એક દરવાન મરાયો, એક જણ ઘવાયો. આ કેસમાં એક જણને જન્મ દેશનીકાલની સજા થઇ. વિગત એવી છે કે શણના વેપારી યુરોપીઅન કંપનીના રૂપીઆ નારાયણગંજથી દરવાન માર-ફતે ટ્રેનમાં મોકલવામાં આવ્યા હતા. ચાલતી ટ્રેને દરવાનોને મારી તથા ઘાયલ કરી રૂા. ૨૩૦૦૦) લઇ લેવામાં આવ્યા. રસ્તામાં ઘણા રૂપીઆ પડી ગયા. રૂા. ૧૧૮૬૪) તો રસ્તામાંથી વેરાએલા મળી આવ્યા હતા.

૧૬ મી ઓકટોબરે ફરીદપુર જીલ્લાના દરીયાપુર ગામમાં રૂા. ૨૬૦૦) ની લુંટ થઇ. ત્યાં પીસ્તોલ વાપરવામાં આવી હતી.

૨૮ મી ઓકટોબરે નદીઆ જીલ્લાના હલુદવાડી ગામમાં રૂા. ૧૪૦૦) ની લુંટ થઇ. આ કેસમાં પાંચ જણને ૮ વરસ અને એક જણને ૭ વરસ અને એક જણને ૫ વરસની સજા થઇ.

૧૦ મી નવેમ્બરે ઢાકા રાજનગરમાં રૂા. ૨૭૮૨૭) ની લુંટ થઇ, તેમાં કોઇ પકડાયુ નહિ.

૧૧ મી નવેમ્બરે ત્રીપુરા જીલ્લાના મતલબ થાણાના મોહનપુરમાં રૂા. ૧૬૪૦૦) ની લુંટ થઇ, તેમાં એક જણ જખમી થયો, પણ કોઇ પકડાયુ નહિ. આ ઉપરા ઉપરી બન્ને લુંટ ઢાકા સમિતિના સોનારંગ સ્કુલ કેન્દ્રમાંથી સંચાલીત થઇ હતી એમ સીડીશન કમીટીના રીપોર્ટમાં જણાવવામાં આવ્યુ છે.

૨૪ મી નવેમ્બરે અગરતલામાં રાજ્યાભિષેક ઉપલક્ષે સન્યાસી વેશે બે જણ પકડાયા. તેમના જામીન લેવામાં આવ્યા.

૨૭ મી ડીસેમ્બરે યશોહર બાઇકારામાં રૂ. ૮૧૪) ની લુંટ થઇ. અહીં પણ પીસ્તોલ વપરાઇ હતી. કોઇ પકડાયુ નહિ.

**૧૯૧૦ ની સાલ**:–૨૪ મી જાન્યુઆરીએ કલકતા હાઇકોર્ટમાંજ પોલીસના ડેપ્યુટી સપ્રીન્ટેન્ડેન્ટ સમશુલ આલમને ગોળીથી વીંધી નાખ્યો. ખુનીને ફાંસી થઇ.

માર્ચમાં હાવરા કાવતરા કેસ શરૂ થયો. ૭મી ફેબ્રુઆરીએ ખુલના સોલેગાંતીમાં રૂા. ૨૦૦)ની લુટ થઇ. કોઇ પકડાયું નહિ.

૧૧મી ફેબ્રુઆરીએ યશોહરના ધુલ ગ્રામમાં રૂા. ૬૧૭૫)ની લુંટ થઇ કેસ ન થયો.

૩૦મી માર્ચે ખુલનાના નન્દનપુરમાં રૂા. ૬૫૦૦)ની લુંટ થઇ કેસ ન ચાલ્યો. ૫ મી જુલાઇએ યશોહરના મહિષા (મહમદપુર થાણા) માં રૂા. ૨૨૦૪)ની લુંટ થઇ. આ ગુન્હા માટે એક જણને ૬ વરસ, એક જણને ૫ વરસ અને ત્રણ જણને ૩ વરસની સખત કેદની સજા થઇ.

૨૯ મી જુલાઇએ ઢાકા કાવતરા કેસનો સુત્રપાત થયો. ૨૧મી જુલાઇએ માયમેનસીંગ જીલ્લાના ગોલકપુરમાં બંદુક ગુમ થઇ. ૫ મી સપ્ટેમ્બરે ઢાકા હલદીઆ હાટ (લોહજંગ થાણા)માં રૂ. ૧૫૦૦) ની લુંટ થઇ. એક જણ મરાયો અને ઘણા ઘાયલ થયા પણ કોઇ પકડાયું નહિ.

૭ મી નવેમ્બરે ફરીદપુર જીલ્લાના કાલારગાંવ (ભેદરગંજ થાણા) માં રૂ. ૧૨૬૬૦) ની લુંટ થઇ તેમાં કોઇ પકડાયું નહિ.

૩૦ મી નવેમ્બરે રાખવગંજ જીલ્લાના દાદપુર ( મેહેદીગંજ થાણા ) માં રૂ. ૪૯૩૬૮ ) ની લુંટ થઇ, તેમાં પાંચ જણ ઘાયલ થયા કેસ ચાલ્યો નહિ.

છેલ્લી ત્રણ લુંટનુ સંચાલન ઢાકા સમિતિના સોનારંગ સ્કુલ કેન્દ્રમાંથી થયું હતુ અને તે ભેગી કરેલી રકમનો કેટલોક ભાગ ઢાકા કાવતરા કેસમાં બચાવ કરવામાં ખર્ચાયો હતો એમ સીડીશન કમીટીના રીપોર્ટમાં છે.

**૧૯૧૧ ની સાલ**—૨૧ મી જાન્યુઆરીએ ઢાકા સોનારંગમાં પીયુનને મારફાડ કરવા માટે સોનારંગ સ્કુલના ૭ જણને સજા થઇ. ૫ મી ફેબ્રુઆરીએ ફરીદપુર જીલ્લાના પંડિતચરમાં રૂ. ૫૫૦૦) ની લુંટ થઇ. કેસ ન થયો તેમ કોઇ પકડાયું પણ નહિ.

૨૦ મી ફેબ્રુઆરીએ ઢાકામાં ગાંઙિદીયા (લોહગંજ થાણા) માં રૂ. ૭૪૫૭) ની લુંટ થઇ. કેસ ન થયો તેમ કોઇ પકડાયું પણ નહિ.

૧૩ મી માર્ચે માયમેનસીંગના સુયાકેમાં રૂ. ૧૨૦૦) ની લુંટ થઇ. એક જણ જખમી થયો.

૧૦ મી એપ્રીલે ઢાકા રાઉતભોગમાં મનોમોહન દે મરાયો. કોઇ પકડાયું નહિ મનોમોહને ઢાકા કેસ તથા મુનશીગંજ બોમ્બના કેસમાં સાક્ષી આપી હતી. ૨૨ મી એપ્રીલે રાખવગંજના લક્ષ્મણ કોટીમાં રૂ. ૧૦૨૦૦) લુંટ થઇ. કોઇ પકડાયું નહિ. ૩૦ મી એપ્રીલે માયમેનસીંગ જીલ્લાના ચરશસાયમાં રૂ. ૨૧૫૦) ની લુંટ થઇ. કોઇ પકડાયું નહિ. ત્રીપુરા જીલ્લાના બારકાંડામાં રૂ. ૨૬૦) ની લુટ થઇ કોઇ પકડાયું નહિ.

૧૯ મી જુને માયમેનસીંગ શહેરમાં પોલીસ સબ ઇન્સપેક્ટર રાજકુમારને ગોળાથી મારી નાખ્યો.

૧૧ મી જુલાઇએ ઢાકા સોનારંગમાં ત્રણ જણનાં ખુન થયા. કોઇ પકડાયું નહિ. ૨૭ મી જુલાઇએ માયમેનસીંગના સારાચરમાં લુંટ થઇ તેમાં પૈસા મળ્યા નહિ, અને એક યુવકને પાંચ વરસની સજા થઇ.

૫ મી સપ્ટેમ્બરે ઢાકા સીંગઇનું બજાર લુંટાયું. રૂ. ૮૧૭૦) મળ્યા. કોઇ પકડાયું નહિ.

૩ જી ઓક્ટોબરે કુલીયાચર બજારમાં રૂ. ૩૧૨૫) ની લુંટ થઇ તેમાં એક જણ જખમી થયો.

૬ ઠી નવેમ્બરે રંગપુરના બાલીયા ગામમાં રૂ. ૧૨૧૮) ની લુંટ થઇ.

૧૧ મી ડીસેમ્બરે બરીસાલમાં પોલીસ ઇન્સ્પેક્ટર મનોમોહન ઘોષનું શાહી ઢંઢેરા (Royal Proclamation) ને દિવસેજ

ખુન કરવામાં આવ્યું. આ ઇન્સ્પેક્ટર ઢાકા કાવતરા કેસમાં સાક્ષી હતો.

૩૧ મી ડીસેમ્બરે નોઆખાલીની ચાવલપટ્ટીમાં રૂા. ૧૯૭૭) લુંટ થઇ, કોઇ પકડાયું નહિ.

આ વર્ષમાં અધિક અંશે ઘટના પૂર્વ બંગાળમાં બની પરન્તુ બે ઉલ્લેખયોગ્ય ઘટના કલકત્તાના રસ્તા ઉપર બન્યા હતા.

જાસુસી ( છૂપી પોલીસ ) વિભાગના હેડ કોન્સ્ટેબલ શ્રીશ્ચંદ્ર ચક્રવર્તીનું ૨૧ મી ફેબ્રુઆરીએ ખુન થયું. આ બનાવ પછી એકાદ પખવાડીયાની અંદરજ ૨ જી માર્ચની સન્ધ્યાકાળે ૧૬ વરસના એક દૂધમલ બાળકે મી. કાઉલી નામના એક યુરોપીઅન ગૃહસ્થની મોટર ઉપર બોમ્બ ફેંકયો. બોમ્બ ફેંકનાર તરતજ પકડાયો. પાછળથી જાણવામાં આવ્યું હતું કે તે બોમ્બ જાસુસી વિભાગના મોટા અમલદાર ડેનહામ સાહેબને ઉડાવી દેવાના મુદ્દાથી નાખવામાં આવ્યો હતો.

**૧૯૧૨ ની સાલ**—૨૩ મી જાન્યુઆરીએ ઢાકા બાઇગુણ ટેવારીમાં રૂા. ૩૪૭૦) ની લુંટ થઇ.

૨૧ મી ફેબ્રુઆરીએ ઢાકા આઇનપુર ( ધીઅર થાણા ) માં રૂા. ૭૫૯૩) ની લુંટ થઇ.

કોલા ડેકોઇટી પણ આ સાલમાંજ થઇ.

૧૭ મી એપ્રીલે રાખવગંજમાં કુસંગલમાં લુંટ થઇ. બરીસાલ કાવતરા કેસમાં જાહેર થયું હતું કે આ લુંટનો ઉદ્દેશ એક સરકારી બંદુક મેળવવાનો હતો. તે બંદુક તેઓએ મેળવી હતી. ૧૯ મીએ આ લુંટ થઇ.

૨૩ મી મે એ બરીસાલ જીલ્લાના બિરંગલ ગામમાં રૂા. ૮૦૮૦) ની લુંટ થઇ કોઇ પકડાયું નહિ.

જુન માસમાં ફેણીમાં શારદા ચક્રવતીનું ખુન થયું. સમિતિના વિરૂદ્ધ તેણે અપરાધ કર્યો હતો તેથી તેને સજા તરીકે ( disciplinary) આ ખુન કરવામાં આવ્યું એમ કહેવાય છે.

૧૧ મી જુલાઇએ ઢાકાના પાનામાં રૂા. ૨૦૦૦૦) ની લુંટ થઇ. એક માણસ ગોળીથી જખમી થયો. ગામવાસીઓએ પણ બંદુક છોડી હતી.

૧૫ મી જુલાઇએ રાખરગંજ જીલ્લાના પ્રતાપપુર ગામમાં રૂા. ૭૫૯૫) ની લુંટ થઇ તેમાં બે જણ જખમી થયા.

૨૪ મી સપ્ટેમ્બરે ઢાકા ગોઆલ નગરમાં હેડ કોન્સ્ટેબલ રતિલાલ રાયનું ખુન થયું. કોઇને પકડી શકાયું નહિ.

૨૭ મી ઓકટોબરે કુમિલ્લાનાં લુંટ કરવાના આરોપસર દશ જણને સાત વરસની સજા થઇ.

૧૪મી નવેમ્બરે ઢાકા લાંગલબન્દમાં રૂા. ૧૬૦૦૦) ની લુંટ થઇ તે વખતે લગભગ ૨૦૦ ગામવાસીઓ તેમને અટકાવવા ભેગા થયા હતા. ક્રાન્તિવાદી ચાર જણે ગોળી છોડીને તેમને દુરને દુર રાખ્યા હતા. આ લુંટનો મુદ્દા માલ મળી આવવાથી ગિરીન્દ્ર મોહનદાસને પાંચ વરસની સજા થઇ. તેણે એકરાર કર્યો હતો.

૨૮મી નવેમ્બરે ઢાકા વારીમાં ગિરીન્દ્રદાસની પેટીમાંથી હથીઆરો મળ્યાં, કેટલીક બંદુક, રીવોલ્વર, કારતુસ વગેરે દારૂગોળો તથા

હથીઆર અને લાંગલબંદ લુંટના દાગીના વગેરે મળી આવ્યાં. ગિરીન્દ્રના પિતા મેજીસ્ટ્રેટના પુત્ર વિપ્લવી દળમાં ભળ્યો છે એમ શક પડતાં તેમણે તેની પેટી ખોલી—પોલીસને બોલાવી પુત્ર તથા હથીઆરો પકડાવી દીધાં! ગિરીન્દ્રે છેવટે એકરાર કર્યો. હથીઆરના કાયદાથી તેને દોઢ વરસની સજા થઇ. બરિસાલ કાવતરા કેસમાં પણ તે એપ્રુવર બન્યો હતો.

૧૩મી ડીસેમ્બરે મીદનાપુર બોમ્બ કેસના સાક્ષી આબદાર રહીમનું ખુન કરવાના ઉદ્દેશથી તેના મકાનમાં બોમ્બ નાખવામાં આવ્યો. બોમ્બ ફાટયો પરન્તુ આબદાર રહીમ ઘરમાં ન હતો તેની પુત્રી હતી પણ તે અજબ રીતે બચી ગઇ.

**૧૯૧૩ની સાલ:**—૪ થી ફેબ્રુઆરીએ ઢાકા ભરાકર (થાણા ટંગીબાડી) માં રૂા. ૩૪૦૦) ની લુંટ થઇ એક જણને બે વરસની સજા થઇ.

૪થી ફેબ્રુઆરી માયમેનસીંગ ધુલદીયા (થાણા કેદાદિ) માં રૂા. ૯૦૪૬) ની લુંટ થઇ—એકજણ મરાયો. ત્રણ જણ ઘાયલ થયા. પીસ્તોલ સાથે બોમ્બ પણ વાપરવામાં આવ્યા હતા.

૨૭મી માર્ચે સીલ્હટ મોલવી બજારમાં ગોર્ડન સાહેબનું બોમ્બથી ખુન કરવાના ઉદ્દેશથી બે ક્રાન્તિવાદીઓ મળ્યા. એકાએક બોમ્બ ફાટવાથી એક ક્રાન્તિવાદી તે બાગમાંજ માર્યો ગયો.

૩જી એપ્રીલે ગોપાળપુરમાં રૂા. ૬૦૪૫) ની લુંટ થઇ. એક જણ જખમી થયો.

૨૯મી મેએ ફરીદપુર કાઉઆકુરી (મદારીપુર થાણા) માં રૂા. ૫૧૩૦) ની લુટ થઇ કોઇ પકડાયુ નહિ.

૨૮મી જુને ઢાકામાં કામારાંગીચર (રૂપગંજ થાણા) માં રૂા. ૨૨૬૦) ની લુંટ થઇ કોઇ પકડાયુ નહિ.

૧૬મી ઓગસ્ટે માયમેનસીંગ કેદારપુરમાં રૂા. ૧૯૮૦૦) ની લુંટ થઇ. એક નોકર મરાયો અને પાંચ જણુ જખ્મી થયા, પણ કોઇ પકડાયુ નહિ.

૨૯મી સપ્ટેમ્બરે કલકત્તા કોલેજ સ્કવેરમાં હેડ કોન્સ્ટેબલ હરિપદ દેબને ગોળીથી વીંધી નાખવામાં આવ્યો.

૩૦મી સપ્ટેમ્બરે માયમેનસીંગમાં પોલીસ ઇન્સ્પેકટર બંકિમચંદ્ર ચૌધરીને બોમ્બથી મારી નાખવામાં આવ્યો.

૭મી નવેમ્બરે ચોવીસ પરગણા છત્ર બાડીયામાં રૂા. ૮૬૮) ની લુંટ થઇ, કોઇ પકડાયુ નહિ.

૨૪મી નવેમ્બરે માયમેનસીંગ સાચરમાં રૂા. ૪૩૯૦) ની લુંટ થઇ, કોઇ પકડાયુ નહિ.

૩૦મી ડીસેમ્બરે ત્રીપુરા જીલ્લાના ખારામપુરમાં રૂા. ૬૦૦૦) ની લુંટ થઇ. કોઇ પકડાયુ નહિ.

૧૯ મી ડીસેમ્બરે કુમીલ્લા પશ્ચિમ સિંહમાં રૂા. ૩૧૦૦ ) ની લુંટ થઇ. એક જણુ ઘાયલ થયો. કોઇ પકડાયુ નહિ.

૩૦ મી ડીસેમ્બરે ભદ્રેશ્વરમાં બોમ્બ બનાવવાનો સરંજામ પકડાયો.

આ સાલના મે માસમાં બરીસાલ કાવતરા કેસ શરૂ થયો. આ મે માસમાંજ લાહોરના રસ્તામાં એક બોમ્બ ફુટયો, જેમાં એક ચપરાસી મરી ગયો. એક બંગાળીએ તે નાંખ્યો હતો એમ સીડીશન કમીટીએ રીપોર્ટમાં લખ્યુ છે.

**૧૯૧૪ ની સાલ :** આ સાલની ઘટનાવલીને સરકારી રીપોર્ટમાં ત્રણ વિભાગમાં વહેંચી નાખવામાં આવી છે. પૂર્વબંગ, હુગલી અને ચોવીસ પરગણા જીલ્લા અને ખાસ કલકતા અત્રે પણ તે મુજબજ જણાવવામાં આવ્યુ છે.

જાન્યુઆરીમાં માયમેનસીંગ ચારલીયાના ઘરમાં લુંટની કોષેશ થઇ.

૮ મી મે ત્રીપુરા જીલ્લાના ગોસાંઇપુર (નવીનગર થાણા) માં રૂા. ૫૫૦૦ ) ની લુંટ થઇ. એક ગામવાસી જખમાયો.

૧૯ મી મે ચીતાગોંગ શહેરમાં સત્યેન્દ્રસેનનુ ગોળીથી ખુન કરવામાં આવ્યુ. મરનાર પોલીશને ખબર આપતો હતો એવો બે ક્રાન્તિવાદીઓને શક હતો. કોઇ પકડાયુ નહિ.

૧૯ મી જુલાઇએ ઢાકા શહેરમાં રામદાસનુ ગોળીથી ખુન કરવામાં આવ્યુ. રામદાસ ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડન્ટ બસન્તકુમાર ચટ્ટોપાધ્યાયના હુકમ મુજબ ક્રાન્તિવાદીઓના વિરૂદ્ધ કામ કરતો હતો. કોઇ પકડાયુ નહિ.

૨૮ મી ઓગસ્ટે માયમેનસીંગ બીતાઇ (નેત્રાકોણા થાણા) માં રૂા. ૧૭૭૦૦ ) ની લુંટ થઇ. એક જણ મરાયો અને એક ઘાયલ થયો પણ કોઇ પકડાયુ નહિ.

૧૩ મી નવેમ્બરે માયમેનસીંગ કેઠીઆદી થાણાના ઉકરાશાળમાં રૂા. ૪૮૦૦) ની લુંટ થઇ. કોઇ પકડાયુ નહિ.

૧૯ મી નવેમ્બરે મદારીપુરમાં બોમ્બ ફાટયો ૧૮ મી ડીસેમ્બરે ત્રીપુરા જીલ્લાના રાધાનગરમાં રૂા. ૪૯૦૦ ) ની લુંટ થઇ. કોઇ પકડાયુ નહિ:

૨૩ મી ડીસેમ્બરે માયમેનસીંગ દારીકપુર ( ફુલપુર થાણા ) માં રૂા. ૨૩૦૦૦) ની લુંટ થઇ. એક જણ ઘવાયો. કોઇ પકડાયુ નહિ.

૨૫ મી ડીસેમ્બરે ત્રીપુરા જીલ્લાના મોચનામાં લુંટનો પ્રયત્ન થયો, ફેબ્રુઆરીમાં હુગલી વૈદ્યવાટીમાં અને ઓગસ્ટમાં બરાનગરમાં લુંટના પ્રયત્નો થયા. ૫ મી નવેમ્બરે ચોવીસ પરગણાના મામુદાબાદ માં રૂા. ૧૭૦૦) ની લુંટ થઇ. કોઇ પકડાયુ નહિ. આ લુંટમાં મસાની પીસ્તોલ વપરાઇ હતી.

આજ મહીનામાં આલમનગરમાં લુંટની કોશીષ થઇ.

ડીસેમ્બરમાં એડીઆ દહમાં રૂા. ૫૧૦) ની લુંટ થઇ. કોઇ પકડાયુ નહિ.

૧૯૧૪ ની સાલમાંજ ૨૬ મી ઓગસ્ટે કલકતાના ક્રાન્તિવાદી દળના પ્રયત્નથી બંદુકના વેપારી રોડા એન્ડ કંપનીની પચાસ મસાની પીસ્તોલો ( પીસ્તોલો એવી નવી જાતની હતી કે રાઇફલોની માફક પણ વપરાતી ) અને ૪૬૦૦૦ રાઉન્ડ કારતુસ કંપનીના એક કારકુન મારફતે ચોરાયાં. સીડીશન કમીટીના રીપોર્ટમાં જણાવવામાં આવ્યુ

છે કે પીસ્તોલો ચોરાયા પછીજ બંગાળના નવદળમાં વહેંચી દેવામાં આવી હતી. કમીટીએ એમ પણ જણાવ્યુ છે કે ઓગસ્ટ પછી ખુન અને લુંટફાટમાં આ મસાની પીસ્તોલોજ ઘણું ખરૂં વપરાઇ હતી. બંગાળના જુદાં જુદાં દળોની તે પછી જુદી જુદી ઘટનાઓમાં હથીઆર વપરાયાની અને હથીઆર મળ્યાની જે બધી સાબીતીઓ મળે છે, તે ઉપરથી સાબીત થાય છે કે બંગાળના દરેક દળના હાથમાં આ મસાનીજ પીસ્તોલો ગઇ હતી અથવા અદલા બદલી થઇ હતી. ૫૦ માંથી ૩૧ પીસ્તોલ જુદા જુદા સમયે પોલીસના હાથમાં આવી હતી.

આ વરસના પ્રથમ ભાગમાં જાસુસી વિભાગના ઇન્સ્પેક્ટર નૃપેન્દ્ર ઘોષનુ ચીતપુર રોડ ઉપર ખુન કરવામાં આવ્યુ હતુ. ટ્રામ-માંથી વસ્તીવાળા રસ્તા ઉપર ઉતરતી વખતે તેના ઉપર ગોળી છોડવામાં આવી હતી. ખુની તરીકે નિર્મળકાન્ત રાયને પકડવામાં આવ્યો હતો. નિર્મળરાયને જેણે પકડયો હતો તેને બંગાળના ગવર્નરે ધન્યવાદ સાથે ઇનામ આપ્યુ હતુ. પરંતુ નિર્મળરાય છૂટી ગયો હતો. આ કેસમાં આરોપી તરફથી મી. નોર્ટન, મી. સી. આર. દાસ, મી. જે. એન. રાય વગેરે ઉભા રહ્યા હતા. જ્યુરીએ નિર્મળને નિર્દોષ ઠરાવ્યો, પણ જજ એકમત ન થતાં કેસ ફરી ચલાવવા હુકમ થયો. બીજી નવી જ્યુરી બેઠી. તેમણે પણ નિર્દોષ ઠરાવ્યો. તેણે ફરીથી તે જ્યુરી બરખાસ્ત કરી. તે વખતે સરકાર પક્ષે તે કેસ પાછો ખેંચી લીધો.

૨૫ મી નવેમ્બરે કલકતા મુસલમાન પાડાના ડેપ્યુટી સુપ્રીન્ટે-ન્ડેન્ટ બસંતકુમાર ચટોપાધ્યાયના ઘરમાં અને ઘરની બ્હાર બોમ્બ

ફેંકવામાં આવ્યા. બસન્તકુમાર દોડીને બચી ગયા. એક હેડ કોન્સ્ટેબલ મરાયો, બે કોન્સ્ટેબલો અને બસન્ત ચટોપાધ્યાયનો એક માણસ ઘાયલ થયા. આ બોમ્બ કેસમાં નગેન્દ્રનાથ સેન પકડાયો, પણ હાઇકોર્ટના ચુકાદામાં તે છુટી ગયો.

૧૨ મી ફેબ્રુઆરીએ કલકતા ગાર્ડન રીચમાં રૂા. ૧૮૦૦૦ ) ની લુંટ થઇ. એક જણને સાત વરસની સજા થઇ.

રાજનૈતિક લુંટમાં આ પહેલીજ ટેકસી લુંટ ( મોટર ટેકસી મારફતે કરેલી ) હતી. કલકતા ચાર્ટર્ડ બેંકમાંથી બાર્ડ કંપનીના દરવાન રૂા. ૨૦૦૦૦) લઇ જતા હતા. ક્રાન્તિવાદીઓને રૂા. ૧૮,૦૦૦) મળ્યા. સીડીશન કમીટીના મત મુજબ આ લુંટ જતીન્દ્ર મુખરજી અને બિપીન ગાંગુલીની દેખરેખ નીચે થઇ હતી. એના એક અઠવાડીયા પછી કલકત્તા બેલીઆ ઘાટાના ચોખાના વેપારીના કેશીયરને તેની થેલીમાંથી રૂા. ૨૦૦૦૦ ) આપી દેવા ફરજ પડી. આ લુંટમાંજ ટેકસીનો ઉપયોગ થયો હતો તેના ડ્રાઇવરનુ ખુન કરી તેનુ મડદુ રસ્તા ઉપર ફેંકી દેવામાં આવ્યુ હતુ. આ વ્યવસ્થા પણ જતીન્દ્ર મુખરજીની દેખરેખ નીચે થઇ હતી એમ સીડીશન કમીટીએ જણાવ્યુ છે.

૨૪ મી ફેબ્રુઆરીએ કલકત્તાના પાથુરીયા ઘાટા સ્ટ્રીટમાં નીરોદ હાલ્દારનુ ગોળીથી ખુન કરવામાં આવ્યુ. વિખ્યાત ક્રાન્તિવાદી જતીન્દ્ર મુખરજી જે મકાનમાં રહેતો હતો તે ઘરમાં નીરોદ અકસ્માત જઇ ચઢયો અને જતીન્દ્રનાથને ઓળખતાં તેને નામ દઇને બોલાવ્યો હતો.

૨૮ મી ફેબ્રુઆરીએ કલકતા કોર્નવોલીસ સ્ટ્રીટમાં ઇન્સ્પેક્ટર સુરેશ મુખરજી એક પલાત ક્રાન્તિવાદીને જોતાં તેને પકડવા આગળ ધસ્યો, તે સમયે તે પલાતક અને તેના ચાર સાથીદારોએ તેનું ગોળી મારી ખુન કર્યું. એક અરદલ્લી ઘાયલ થયો.

એ વરસના સપ્ટેમ્બરની લગભગ બાલેશ્વરમાં યુનીવર્સલ એમ્પોરીયમની ઝડતી લેવાઇ અને મયુરભંજના જંગલમાં જતીન્દ્રનાથ, ચિત્તપ્રિય, મનોરંજન વગેરે પાંચ બંગાળીઓ સાથે બાલેશ્વરના મેજીસ્ટ્રેટને ખંડ યુદ્ધ થયું. જતીન્દ્રનાથ એ આઘાતના પરિણામે મૃત્યુ પામ્યો. ક્રાન્તિવાદીઓની ગોળીથી ગામવાસી મરાયો અને પોલીસના ઘણા માણસો ઘાયલ થયા

૨૧ મી અકટોબર મસ્જીદ બારીમાં પોલીસ સબ ઇન્સ્પેક્ટર ગીરીન્દ્રનાથ બેનરજીનું ખુન કરવામાં આવ્યું અને સબઇન્સ્પેક્ટર ઉપેન્દ્ર ચેટરજી જખમી થયો, ઇન્સ્પેક્ટર સતીશ બેનરજી બચી ગયો.

૧૭ મી નવેમ્બર કોર્નવોલીસ સ્ટ્રીટમાં રૂા. ૮૦૦ ) ની લુટ થઇ. કોઇ પકડાયુ નહિ.

૩૦ મી નવેમ્બરે કલકત્તા સરપેન્ટાઇન લેનમાં એક કોન્સ્ટેબલ અને એક ત્યાંનો રહીશ બાળક ગોળીથી મરાયા. કોઇ પકડાયું નહિ.

૨ જી ડીસેમ્બરે કોરપોરેશન સ્ટ્રીટમાં રૂા. ૨૫૦૦૦) ની લુટ થઇ. એક જણને ૧૩ વરસ, એક જણને ૨ વરસ અને એક જણને ૧ વરસની સજા થઇ.

૧૪ મી ડીસેમ્બરે શેઠ બાગાનમાં રૂા. ૬૧૦૦) ની લુટ થઇ.

૨૭ મી ડીસેમ્બરે ચાવલપટ્ટી રોડમાં એક જણુને ઘાયલ કરી રૂા. ૭૫૦) થી ભરેલી હેન્ડબેગ છીનવી લેવામાં આવી.

નિચેની ઘટનાઓની વ્યવસ્થા કલક-તેથી થઇ અને તે કલકત્તાની આસપાસ બની:-

૬ ઠી એપ્રીલે એડીયાદહમાં રૂા. ૫૦૦) ની લુંટ થઇ. ૩૦ મી એપ્રીલે નદીયાના પ્રાગપુરામાં રૂા. ૨૭૦૦) ની લુંટ થઇ. રસ્તો ભૂલી જતાં નોકામાં ઘણે લાંબે રસ્તે આવવું પડયુ હતુ. એક પોલીસ સબ ઇન્સ્પેકટરે ઘણા માણસો સાથે તેમના ઉપર હુમલો કર્યો હતો. આ ધમાલમાં ક્રાન્તિવાદીઓએ ભૂલથી પોતાનાજ માણસને ગોળી મારી હતી. બચાવનો રસ્તો ન રહેતાં, સાથીનું શબ નદીમાં ફેંકી દઇ, હોડી ડુબાવી દઇ તેઓ ચાલ્યા ગયા. ત્રણ જણુને ૧૭ વરસ અને એક જણુને આઠ વરસની દેશનીકાલની સજા થઇ.

૨ જી ઓગસ્ટે અગરપારામાં એક બીલ કલેકટર પર હુમલો કરતાં તેની બુમોથી ધાંધળ મચ્યું. પરિણામે ઘટના સ્થળથી કંઇક દૂર વિખ્યાત ક્રાન્તિવાદી નેતા બીપીન ગાંગુલી પીસ્તોલ સાથે પકડાયો. એને ૫ વરસની સજા થઇ.

૨૫ ઓગસ્ટે મુરારી મીત્રને તેના ઘરમાં પીસ્તોલથી મારી નાખવામાં આવ્યો. અગરપારાના બનાવની તપાસમાં મુરારી મિત્ર અને તેનો પુત્ર પ્રભાસ પોલીસને મદદ કરતા હતા એમ સીડીશન કમીટી પોતાના રીપોર્ટમાં જણાવે છે.

૩૦ મી સપ્ટેમ્બરે નદીઆ જીલ્લાના શીવપુરમાં રૂા. ૨૦૭૦૦) ની લુંટ થઈ. એક કોન્સ્ટેબલ અને એક ગામવાસી મરાયા. અને અગીયાર જણ ઘાયલ થયા. નવ ક્રાન્તિવાદીઓ પકડાયા. આઠ જણને જીવન પર્યંત અને એક જણને ૧૦ વરસ દેશનીકાલની સજા થઇ. સીડીશન કમીટીના મત મુજબ આ લુંટ બરીસાલથી ૧૯૧૨ ની સાલમાં કલકત્તામાં આવેલા દળે કરી હતી. અને આ લુંટ પછી તેઓ બીલકુલ કબજામાં આવી ગયા હતા.

આ સાલમાંજ નદી માતૃક પૂર્વ બંગાળમાં અને પ્રાનપુર તથા શીવપુરની માફક નૌકાદ્વારા લુંટ થઇ હતી.

૨૨ મી જાન્યુઆરીએ ત્રીપુરા જીલ્લાના વાઘમારીમાં રૂા. ૪૧૭૦) ની લુંટ થઇ. કોઇ પકડાયુ નહિ.

૩ જી માર્ચે કુમીલ્લા શહેરની જીલ્લા સ્કુલના હેડ માસ્તરનું ખુન થયું. હેડ માસ્તરનો નોકર ખુબ ઘવાયો, અને પાછળથી મરી ગયો. એક મુસલમાન ખુનીઓની પાછળ જતો હતો તેને પણ ગોળી મારવામાં આવી હતી.

૧૧મી માર્ચે ત્રીપુરાના બજ્રદાગામમાં રૂા. ૪૦૦૦)ની લુંટ થઇ બે જણ ઘવાયા.

૨૫મી મેં એ ત્રીપુરાના આઉરાઇલ ગામમાં રૂા. ૪૨૫૦)ની તથા ૫મી જુને રાખવગંજ જીલ્લાના ગાજીપુરમાં રૂા. ૧૫૦૦૦)ની લુંટ થઇ. કોઇ પકડાયું નહિ.

૧૪મી ઓગસ્ટે ત્રીપુરાના હરિપુરમાં રૂા. ૧૮૦૦૦)ની લુંટ થઇ એક જણ ગોળીથી મરાયો અને ત્રણ જણ ઘાયલ થયા.

૭મી સપ્ટેમ્બરે માયમેનસીંગ ચંદ્રકોણામાં રૂ. ૨૧૦૦૦)ની લુંટ થઇ. એક ગામવાસી મરાયો. ૭ જણુ ઘાયલ થયા.

૨૬મી નવેમ્બરે માયમેનસીંગ રસુલપુરમાં રૂા. ૪૬૦)ની લુંટ થઇ એક જણુ ગોળીથી મરાયો.

૧૯મી ડીસેમ્બરે માયમેનસીંગ સશેરદીઘીમાં (બાજીતપુર) ધીરેન્દ્ર બીસ્વાસને ગોળીથી મારવામાં આવ્યો. ધીરેન્દ્ર પોલીસના ઇન્ફોર્મર (ખબર આપનાર) તરીકે કામ કરતો હતો એમ જણાયું હતું.

૨૨મી ડીસેમ્બરે માયમેનસીંગ કાલીયા ચાપડા (કેઠાદી)માં લુંટ થઇ.

૨૯મી ડીસેમ્બરે ત્રીપુરા કરકલા (ચાન્દિના થાણા)માં રૂ. ૧૫૦૦૦) ની લુંટ થઇ. બે જણુ ગોળીથી મરાયા.

૧૮મી નવેમ્બરે સમાચાર મળતાંજ ઢાકા દળના તે વખતના નેતા અનુકુળ ચક્રવર્તી અને બીજા કેટલાક જણને પોલીસે ગીરફતાર કર્યા. સાથે કેટલાંક હથીઆર પણુ પોલીસને હાથ લાગ્યાં.

૧૯મી ઓકટોબરે માયમેનસીંગ શહેરમાં પોલીસના ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડેન્ટ જતીન્દ્રમોહન ઘોષનું ખુન કરવામાં આવ્યું. તેનો નાનો પુત્ર તેના ખોળામાં હતો તે પણુ મરાયો.

ઉત્તર બંગાળમાં ૨૩મી જાન્યુઆરીએ રંગપુર કુરૂલ ગામમાં રૂા. ૫૦૦૦૦)ની લુંટ થઇ. કોઇ પકડાયું નહિ.

૧૬મી ફેબ્રુઆરીએ રાવસાહેબ નન્દકુમાર બસુ (એડીશનલ પોલીસ સાહેબ)નું ખુન કરવાના ઉદ્દેશથી ચાર ક્રાન્તિવાદીઓ તેના મકાનમાં ગયા અને તેને બોલાવી ગોળી છોડી. તે જરા પણુ ઇજા

પામ્યા વિના બચી ગયો. તેનો ઓરડરલી (orderly) વચમાં પડતાં સખ્ત રીતે જખમાઇ માર્યો ગયો.

૨૦મી ફેબ્રુઆરીએ રાજશાહી જીલ્લાના ધરાઇલ (માટોર) ગામમાં ૩૦થી ૪૦ યુવકોએ હથીઆરો સાથે ૨૫૦૮૦)ની લુંટ કરી. મકાનનો દરવાન ગોળીથી મરાયો અને બેજણ ઘાયલ થયા. આ લુંટનું સંચાલન પણ કલકત્તાથી ઢાકા સમિતિદ્વારા થયું હતું એમ સીડીશન કમીટી જણાવે છે.

૧૯૧૫ની સાલમાંજ હિન્દમાં અશકય બળવાની કોશીષ થઇ. Maverick સ્ટીમર જર્મનીનાં હથીઆરો સાથે જુનની લગભગ આવી પહોંચવાની હતી. તે મુજબ જતીન મુખરજી, નરેન્દ્ર, ભટ્ટાચાર્ય અતુલ ઘોષ, વગેરે તે હથીઆરો ઉતારવાના પ્રયત્નો કરતા હતા.

સીડીશન કમીટી જણાવે છે કે બળવો શરૂ થાય ત્યારે બહારથી લશ્કર ન આવે તે માટે ક્રાન્તિવાદીઓએ નક્કી કર્યું હતું કે જતીન્દ્ર નાથે બાલેશ્વરની મદ્રાસની રેલ્વે લાઇન અટકાવવી; ભોલાનાથ ચેટરજીને ચક્રધરપોર મોકલવામાં આવ્યો હતો. તેને માથે બેંગાલ નાગપુર રેલ્વેનો ભાર હતો. સતીશ ચક્રવર્તીને અજયે ઇ. આર. રેલ્વેનો પુલ ઉડાવી દેવા મોકલ્યો હતો. કલકત્તાનું દળ નરેન ભટ્ટાચાર્ય અને વિપીન ગાંગુલીના નેતૃત્વ નીચે કલકત્તા અને આસપાસના બધાં હથીઆરો લુંટી લેવાના હતા અને પછી ફોર્ટ વીલીઅમ કબજે કરવાના હતા. અને એ પણ નક્કી થયું હતું કે જે બધા જર્મન અમલદારો Maverick સ્ટીમરમાં તેઓએ પૂર્વ બંગાળમાં રહેવું અને ત્યાં સૈન્ય ઉભું કરી કેળવવું.

Maverick સ્ટીમર રાયમંગલ આવતાં એક સ્થાનીક જમાદારના માણસોની મદદથી જદુગોપાળ મુખરજીએ તેમાંનાં હથીઆરો ત્યાં ઉતારવાં. એવી આશા રાખવામાં હતી કે આ રીતે જર્મન હથીઆરો આવશે. તે ૧ લી જુલાઇએ બધે વહેંચી દેવાશે.

આ જુલાઇ માસમાંજ સરકારને હથીઆરો વિષે ખબર પડી. ૭ મી ઓગસ્ટે કલકત્તાના હેરી એન્ડ સન્સની ઝડતી લઇ પોલીસે એક જણને ગીરફતાર કર્યો. Maverick સ્ટીમર પછી ન આવી.

આ તરફ બંગ ક્રાન્તિવાદીઓ ૧૯૧૫ ની શરૂઆતમાંથી જ લશ્કર ફોડવાના અને ફેરવવાના પ્રયત્નો કરતા હતા. તેમણે પ્રખ્યાત "ગદર" પાર્ટીના ક્રાન્તિવાદીઓ સાથે સંબંધ બાંધ્યો. આ ઉદ્દેશે રાસબિહારનીના નેતૃત્વ નીચે શચીન્દ્ર, નલીની, પીંગલે અને બીજા પણ ઘણાઓ કાશી, દિલ્હી, મીરત, જબલપુર, લાહોર, વગેરે સ્થળે કામ કરતા હતા. પ્રિયનાથ અને ભૂપતિને બનારસના કિલ્લાના લશ્કરને ફોડવાનું સોંપવામાં આવ્યું હતું. નલીની બાગચી ( આ નલીની જ ઢાકા, કલકત્તા બજારમાં ૧૯૧૮ ની સાલમાં પોલીસ સાથે ના યુદ્ધમાં મરાયો) જબલપુર ( મધ્યપ્રાંત ) ના સૈન્યને ફોડવામાં રોકાયો હતો.

૨૧ મી ફેબ્રુઆરી સશસ્ત્ર બળવો જાહેર કરવાનો દિવસ નક્કી થયો હતો, પરન્તુ લાહોરથી તારીખ બદલવાના સમાચાર આવ્યા. આ સંભવિત બળવાના સમાચાર પૂર્વ બંગની સમિતિઓમાં પણ ફેલાયા હતા અને તેઓ તેને માટે તૈયાર હતા. ૨૩ મી માર્ચે

સીરતના જીલ્લામાં પીંગલે બોમ્બ સહીત પકડાઇ ગયો. આવી રીતે આ વ્યુહ રચના નિષ્ફળ નીવડી.

આ સાલમાં જ ૧૭ મી જાન્યુઆરીએ હાવરામાં રૂ. ૬૦૦૦) ની અને ૩ જી માર્ચે હાવરા દફરપુરમાં રૂ. ૨૦૦૦) ની લુંટ થઇ. બધેય બંદુકો–પીસ્તોલો વપરાઇ હતી.

૩ જી માર્ચે બરાનગરના દળ અને બારીસલના દળના ઘણાજણ પકડાયા.

આ સાલમાં ૨૬ મી જુને કલકત્તા ગોપીરાય લેનમાં રૂ. ૧૧૫૦૦) ની લુંટ થઇ. માલીકને બંગાળીમાં એક કાગળ લખીને ધન્યવાદ આપવામાં આવ્યો અને તેના રૂપીઆ વ્યાજ સાથે પાછા આપવાનું વચન આપવામાં આવ્યું હતું, કાગળમાં તારીખ ૨૮ મી જુન હતી અને સહી નીચે મુજબ હતી:—

J. Balvant.

"Finance Secretary to the Bengal Branch of Independent kingdom of United India".

જે. બલવન્ત.

"સંયુક્ત હિંદના સ્વતંત્ર રાજ્ય બંગાળની શાખાના ફાઇનાન્સ (અર્થ વિષયક) સેક્રેટરી."

૪ થી ઓગસ્ટે સાલકીયા ડોમપાડામાં અતુલ ઘોષ વગેરે છુપાઇ બેઠા છે એમ બાતમી મળતાં પોલીસે મકાનને ઘેરી લઇ ઝડતી લીધી.

એક પલાતક પકડાયો, બીજા એક જણને પણ ગીરફતાર કર્યો તે હેડ કોન્સ્ટેબલને ગોળી મારી નાસી ગયો.

આ ઘટના પછી કેટલેક દિવસે રેલ્વે ટ્રેનમાં એક ટ્રંકમાં એક જણનું શબ વિકૃત અવસ્થામાં મળી આવ્યું. આ મરનાર અતુલ ઘોષનો કોઇ સગો હતો તે પોલીસને ખબર આપતો હતો, એવો તેના ઉપર સન્દેહ કરવામાં આવ્યો હતો એમ સીડીશન કમીટી નો મત છે.

૧૯૧૬ ની સાલ ૧૬ મી જાન્યુઆરીએ સવારે મેડીકલ કોલેજની સામે સબ ઇન્સપેકટર મધુસુદન ભટ્ટાચાર્યનું ગોળીથી ખુન કરવામાં આવ્યું એ સબંધમાં પાછળથી પાંચ જણને પકડવામાં આવ્યા, તેમાં એક જણ પીસ્તોલ સહીત પકડાયો. બરીસાલ દળના નેતા તરીકે સીડીશન કમીટીએ તેને જણાવ્યો છે.

૩૦ મી જુને પોલિસના ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડેન્ટ બસન્ત ચટોપાધ્યાય ને ભવાનીપુર પ્રેસીડેન્સી હોસ્પીટલ નજીક ધોળે દિવસે ભર વસ્તીમાં તેના ઓડરલી હેડ કોન્સટેબલ સાથે મારી નાખવા ગોળી છોડી બધા નાસી ગયા હતા. સીડીશન કમીટીના મત મુજબ આ કામ પણ ઢાકા દળનું હતું.

૧૫ મી જાન્યુઆરીએ માયમેનસીંગ સુલતાનપુરમાં લુંટ થઇ તેમાં એક જણ મરાયો અને ૧૯ મી જાન્યુઆરીએ બાજીતપુરમાં શશી ચક્રવર્તીનું ખુન થયું.

૬ ઠી માર્ચે ત્રીપુરા જીલ્લાના ગોન્દારા ( મુરાદનગર ) માં રૂા. ૧૪૬૯૦) ની લુંટ થઇ તેમાં એક જણ ઘવાયો અને એક જણને હથીઆરબંધીના કાયદાથી તથા તારનાં દોરડાં તોડવા બદલ ચાર વરસની સજા થઇ.

૩૦ મી એપ્રીલે ત્રીપુરા, નાટઘરમાં રૂા. ૧૭૫૦૦૦)ની લુંટ થઇ તેમાં કોઇ પકડાયુ નહિ, અને ૯ મી જુને ફરીદપુર ઘાનકાટીમાં રૂા. ૪૩૦૦૦) ( હુંડી ) ની લુંટ થઇ. આ નાણાંનો મોટો ભાગ કોઇને કામ લાગ્યો નહિ, તેમ કોઇ પકડાયુ પણ નહિ.

૨ જી સપ્ટેમ્બરે ત્રીપુરા જીલ્લાના સાહાપાદુયામાં રૂા. ૩૩૭૦) ની લુંટ થઇ તેમાં પણ કોઈ પકડાયુ નહિ.

૧૧ મી સપ્ટેમ્બરે ત્રીપુરા જીલ્લાના લલીતેશ્વરમાં રૂા. ૫૩૦) ની લુંટ થઇ. અહીં ક્રાન્તિવાદીઓ સાથે ગામવાસીઓને સખત લડાઇ થઇ. પાંચગામવાસી માર્યા ગયા અને પાંચ જણ ઘાયલ થયા. એક ક્રાન્તિવાદી માર્યો ગયો. સીડીશન કમીટીના મત મુજબ મરનાર માણસ એજ વરસના જુલાઇ મહીનામાં અટકમાંથી છટકેલો પ્રબોધ ભટ્ટાચાર્ય હતો.

સપ્ટેમ્બરમાં ફરીદપુરમાં પાલંગ થાણાના ભાકુામાં લુંટનો પ્રયત્ન થયો. આજ દળે પાછળથી ૧૭ મી ઓકટોમ્બરે માયમેનસીંગ સાહિલદેઓમાં રૂા. ૮૦,૦૦૦) લુંટ કરી હતી. ઘરનો માલીક ગોળીથી મરાયો અને બીજા ૭ જણ ઘાયલ થયા.

૩૦ મી સપ્ટેમ્બરે ઢાકા રામદીનાલીમાં ( ધીયર થાણા ) માં રૂ. ૬૫૫) ની લુંટ થઇ. સાત જણ ( ઇશાન સ્કુલ ફરીદપુર ) ના વિદ્યાર્થીઓ પકડાયા તેમને ૭ વરસની સજા થઇ.

વરસની આખરમાં માયમેનસીંગ ધરાઇલમાં લુંટ થઇ, તેમાં ઘરના માલીકનો પુત્ર મરાયો. રૂપીઆ ઝાઝા મળ્યા નહિ.

૨૭ મી ફેબ્રુઆરીએ પબના જીલ્લાના કાદિમપુરમાં લુંટ થઇ– રૂપીઆની સંખ્યા જણાઇ નથી.

આજ સાલમાં બે ખબર આપી દેનારા (ઇન્ફોર્મર) મરાયા. એક સ્કુલનો માસ્તર ક્રાન્તિદળમાં વિધ્ન કરતા હતો તેથી તે મરાયો. ઢાકામાં બે કોન્સ્ટેબલને ઠાર કરવામાં આવ્યા કારણ તેઓ પલાતકની તપાસ કરતા હતા.

**૧૯૭ ની સાલઃ–** ૫ મી જાન્યુઆરી ગરણહાટામાં ગ્નાન ભૌમિકના ખુનની કોશીષ થઇ. ગ્નાન ક્રાતિવાદી દળમાંજ હતો. પરંતુ તેના ઉપર પોલીસને બાતમી આપવાનો શક હતો. આજ માસમાં સીરાજગંજમાં રેવતી નાગનું ખુન કરવામાં આવ્યું.

૨૪ મી ફેબ્રુઆરીએ ઢાકા પાઇકારચરમાં રૂ. ૧૨૦૦) ની લુંટ થઇ કોઇ પકડાયુ નહિ ૧૫ મી એપ્રીલ રાજશાહી જામનગરમાં રૂ. ૨૬૫૬૭) ની લુંટ થઇ આ લુટને ત્રણ મહીના પછી ઢાકા સ્ટેશને બે ક્રાન્તિવાદીઓ પકડયા. એક જણના સામાનમાંથી ઉપરોકત જામનગર ડેકોઇટીના દાગીના નીકળ્યા હતા. તેમણે પોલીસને તાકીને ગોળી છોડી પણ ખાલી ગઇ. બેય જણને ૫–૬ વરસની સજા થઇ.

૭ મી મે કલકત્તા આરમીનીયન સ્ટ્રીટમાં સોનીની દુકાને રૂા. ૫૪૫૯) ની લુંટ થઇ, દુકાનના બે માણસોનાં ખુન થયાં અને બે જણુ જખમી થયા એક ક્રાન્તિવાદી મરાયો. તેના પેટમાં ગોળી વાગી હતી. તેને ટેકસીમાં નાખીને લઇ જવામાં આવ્યો હતો. પરંતુ જખમ ભયંકર હોવાથી ક્રાન્તિવાદીઓ તેને એક નિર્જનસ્થાને ઉતારી ગોળીથી મારી નાખી ચાલ્યા ગયા. મૃત વ્યકિતને સુરેન્દ્ર કુશારી તરીકે ઓળખાવવામાં આવ્યો હતો.

૨૦ મી જુને રંગપુર રાખાલ બુરૂજમાં રૂા. ૩૧૦૮૬) ની લુંટ થઈ, જેમાં ઘરના માલીક તથા તેના પુત્રનુ ખુન થયું.

૨૩ મી જુલાઇએ ઢાકા શહેરમાં પોલીસના માણસનુ ખુન કરવા માટે એક જણને ૮ વરસની સજા થઇ.

૨૭ મી ઓકટોબરે ઢાકા અબદુલ્લાપુર (મુનશીગંજ થાણા) માં રૂા. ૨૪૮૩૦) ની લુંટ થઇ તથા તારનાં દોરડાં કાપી નાખવામાં આવ્યાં. જે ઘેર લુંટ થઇ ત્યાં રામલીલા જેવો મેળાવડો થયો હતો અને ઘણા માણસો હાજર હતા.

૩જી નવેમ્બરે ત્રીપુરા જીલ્લાના માત્રીયારામાં રૂા. ૩૩૦૦૦) ની લુંટ થઇ.

આ વરસમાં બીજી ઘણીયે ધરપકડ થઇ હતી તેમાં ગૌહતીનુ ખંડ યુદ્ધ પ્રખ્યાત છે. ગૌહતીમાં ઘણા પલાતક ક્રાન્તિવાદીઓ રહેતા હતા, ત્યાં પોલીસ સાથે લડાઇ કરી બધાય બ્હાર નીકળી ગયા. મુનીન્દ્રરાય, પ્રભાસ લાહરી જખમી અવસ્થામાં પાછળથી

પકડાયા. નલીનીકાન્ત ઘોષ પણ છેવટે પકડાયો. તે પણ જખમી થયો હતો. બાકીના ન પકડાયા. તેમાંનો નલીની બાગચી પાછળથી (તારીણી મજુમદારની સાથે) કલકત્તા બજારમાં પોલીસની સાથે લડાઇ કરી માર્યો ગયો. પોલીસ તરફ પણ ઘણા જણ ઘવાયા અને જખમી થયા હતા. જાસુસી વિભાગના ઉચ્ચ અમલદાર બસન્ત મુખોપાધ્યાયનો જખમ ભારે હતો. બાકી કેટલાક જણ પાછળથી સરકાર સાથે શરત કરી જાહેર થયા હતા.

આ સાલમાંજ ઢાકા સ્ટેશને પોલીસ અમલદાર જોગેન્દ્ર ગુપ્ત નુ ખુન કરવાની કોશીષ કરવા માટે પ્રફુલ્લરાય અને સતીશસીંહ પકડાયા અને લાંબી સજા પામ્યા.

સીરાજગંજમાં ગોવીન્દકર અને નિકુંજબિહારી પાલને પકડવા જતાં પોલીસને તેમની સાથે લાંબા વખત સુધી લડવુ પડ્યુ. બન્ને પક્ષમાં ઘણા જણ ઘાયલ થયા. ગોવીંદ કરના શરીરમાં સાત ગોળીઓ પેઠી હતી. નિકુંજ પણ જખમાયો. નિકુંજને ૧૨ વરસ અને ગોવીન્દને ૭ વરસની સજા થઇ. આ ગોવીંદ કરનેજ કાકોરી કાવતરા કેસમાં જીવનપર્યંતની દેશનીકાલની સજા થઇ છે.

## પરિશિષ્ઠ ઙ.

બંગાળના ક્રાન્તિવાદીઓમાં જે ઉમ્મર, જે જાતી, જે વહેપાર-વાળા લોકો ભળ્યા હતા તેમનુ એક લીસ્ટ સીડીશન કમીટીના રીપોર્ટ ઉપરથી નીચે આપ્યું છે. જેઓને ૧૯૦૭ થી ૧૯૧૭ સુધીમાં સમ્રાટ વિરૂદ્ધ યુદ્ધના કાવતરા માટે સજા થઇ છે અને જેઓ ખાસ આરોપ માટે સજા પામ્યા છે, અથવા જેઓ આ ક્રાન્તિકાર્યમાં માર્યા ગયા છે તેમનીજ ગણત્રી આ લીસ્ટમાં કરવામાં આવી છે. આ ઉપરાંત અટકમાં લીધેલા, રાજકેદી અને જેઓને સુલેહ શાન્તિ માટે જામીનથી બાંધી લેવામાં આવ્યા હોય તેઓની ગણત્રી કરવામાં આવી નથી.

| ઉમર | સંખ્યા |
|---|---|
| ૧૦ થી ૧૫ વરસ | ૨ |
| ૧૬ થી ૨૦ | ૪૮ |
| ૨૧ થી ૨૫ | ૭૬ |
| ૨૫ થી ૩૦ | ૨૯ |
| ૩૧ થી ૩૫ | ૧૦ |
| ૩૬ થી ૪૫ | ૯ |
| ૪૬ થી ઉપરના | ૧ |

| જ્ઞાતી | સંખ્યા |
|---|---|
| કાયસ્થ | ૮૦ |
| બ્રાહ્મણ | ૬૫ |
| વૈદ્ય | ૧૩ |
| માહિષ્ય | ૩ |
| કૈવર્ત | ૩ |
| સાહા | ૨ |
| રાજપુત | ૧ |
| વણકર | ૧ |
| વૈશ્ય | ૧ |
| કુમંકાર | ૧ |

| જ્ઞાતી | સંખ્યા |
|---|---|
| બારાઇ | ૧ |
| મોદી | ૧ |
| શુદ્ર | ૧ |
| કેડીયા | ૧ |

| વહેપાર ધંધો | સંખ્યા |
|---|---|
| વિદ્યાર્થી | ૬૮ |
| શિક્ષક | ૧૬ |
| તાલુકદાર | ૧૯ |
| વાણીજ્ય | ૨૩ |
| ડાકટર કે કમ્પાઉન્ડર | ૭ |
| કારકુન કે સરકારી નોકર | ૨૦ |
| ન્યુસપેપરવાળા | ૫ |
| ખેડુત | ૧ |
| અફીણની દાણચોરી કરનાર | ૧ |
| ધંધા વગરના | ૨૪ |

| | |
|---|---|
| યુરોપીયન હથીઆરો લાવવા બાબતમાં | ૪ |

**સમાપ્ત.**

હિન્દની અત્યારની લડતનો પાયો અહિંસા છે. અહિંસા અને શાન્તિથીજ તે પોતાની લડત લઢી રહ્યું છે. હિંસાથી કેવાં માઠાં પરિણામ આવે છે અને કેટલી નિષ્ફળતા મળે છે તેનો ખ્યાલ પણ આ પુસ્તક આપશે.

---